इस प्रकार छहों कालोंका परिभ्रमण होता रहता है जैसे दिनसे रात्रि, शुक्ल पक्षसे कृष्ण पक्षका फिरना होता है।

अवसर्पिणीका पहला काल चार कोड़ा कोडी सागरका, दूसरा तीन कोड़ा कोडी सागरका, तीसरा दो कोडा कोड़ी सागरका, चौथा व्यालीस हजार वर्ष कम एक कोडा कोडी सागरका, पांचवां, इक्कीस हजार वर्षका, छट्टा भी इक्कीस हजार वर्षका होता है। और उत्सर्पिणी कालका पहिला दूसरा, तीसरा, चौथा, पांचवा, छट्टा काल क्रमसे अवसर्पिणीके छट्टे, पांचवे, चौथे, तीसरे, दूसरे, पहिले के बराबर होता है, इनमें मनुष्योंका आयु, काय, बल वगैरहका भी क्रम इसी प्रकार समझ लेना चाहिये।

अवसर्पिणीके १। २। ३ और उत्सर्पिणीके ६। ५। ४ में भोग भूमि रहती है और बाकी कालोंमें कर्म भूमि होती है। जिसमें विना असि, मसि, कृषि वगैरह कार्यों के किये हुए ही स्वयमेव पुण्यके उदयसे सुखकी सामिग्री मिलती हैं, उसको भोग भूमि कहते हैं। जिसमें व्यापार वगैरह षट्कर्मोंसे आजीविका कर निर्वाह हो उसको कर्मभूमि कहते हैं।

## भोग भूमि।

जहांपर भोजन, वस्त्र, आभरण वगैरह के लिये कुछ आजीविका नहीं करनी पड़ती, दश प्रकारके कल्पवृक्ष हैं उनसे यथेष्ट चीजें मिल जाती हैं। दश प्रकारके कल्पवृक्षोंके नाम ये हैं:-मद्यांग, तूर्यांग, विभूषांग, स्रगांग, ज्योतिरंग, दीपांग, गृहांग, भोजनांग, पात्रांग, वस्त्रांग, इन वृक्षोंसे दुग्धादि पेय पदार्थ, बाजे, आभूषण, मालाएं, अनेक तरहके प्रकाश, दीपक, घर, भोजन, वर्तन, वस्त्र इस प्रकार सर्व वस्तुओं मनके माफिक जितनी चाहिये उतनी इच्छा करते ही उसी वक्त मिल जाती हैं।

मनुष्योंके शरीर सुदृढ, सौम्य, सुंदर होते हैं और हर समय मुकुट, कुंडल, हार, वगैरह आभूषणोंसे सुसज्जित रहते हैं। जिनको कोई रोग कभी नहीं होता, न उनका कहीं आना जाना होता है, मल मूत्रादिककी बाधा नहीं होती, पसीना नहीं होता, न उनको कोई मनमें चिंता वगैरह उत्पन्न होती है। न कोई और दुःख, इष्ट वियोग, अनिष्ट संयोगादिकका होता है। क्योंकि वहांपर अकाल मृत्यु नहीं है। आयु पूर्ण होनेपर ही मरण होता है। स्त्री पुरुषकी दोनोंकी बराबर आयु होती है। दोनोंका एक ही समय मरण होता है इसलिये किसीको किसीका दुःख नहीं हो पाता और उनके जुगलिया (पुत्र-पुत्री) संतान भी उसी समय जन्म लेती है, इधर मातासे संतानका उत्पन्न होना, उधर स्त्रीको जंभाई, पुरुषको छींक आती है इसीसे मरण होजाता है, शरीर कपूरके समान उड़ जाता है, संतानको यह नहीं मालूम पड़ता कि हमारे माता पिता कोन२ थे। माता पिताको यह नहीं मालूम होता कि हमारी

संतान कौन कहां है, फिर वेही कुछ दिनोंमें अंगूठा पीपीकर जवान होजाते हैं।

वहांपर किसीसे लड़ाई वगैरह नहीं होता क्योंकि लड़ाई होती धन वगैरह के लिये। वहांपर सबको यथेष्ट सम्पत्ति मिल जाती है तो फिर लड़ाई किस लिये हो। इस लिये मंद कशायी रहते हैं, और वहांसे मरकर नियम देव पर्याय पाते हैं। यहां पर जन्म होना पात्र दानका फल है।

## ❋ कर्म भूमि ❋

जहांपर उपर्युक्त कल्प वृक्षोंका अभाव हो जाता है। और भोग भूमिसे विपरीत सब कार्य होते हैं यह वर्तमानमें कर्म भूमिका ही फैलाव हो रहा है यह आपके प्रत्यक्ष अनुभव ही है

अवसर्पिणीके प्रथम कालमें उत्कृष्ट भोग भूमि, दूसरेमें मध्यम, तीसरेमें जघन्य होती है, कल्पवृक्ष वगैरह सुखके साधनोंमें कुछ कमी वेशी नहीं होती। हां, आयु कायादिमें फर्क हो जाता है-पहिले कालमें आयु ३ पल्यकी, शरीर ३ तीन कोशका, भूखकी तीन दिन पीछे इच्छा होती है, वेर (बद्रीफल) समान थोड़ा आहार होता है। दूसरे कालमें २ कोशका शरीर, २ पल्यकी आयु, २ दिन पीछे भूखकी इच्छा, बहेडे प्रमाण आहार, तीसरे कालमें १ पल्यकी आयु, १ कोशका शरीर, एक दिन पीछे आहार की इच्छा, आवले प्रमाण आहार होता है-तीसरे कालके अंतमें पल्यका आठवां भाग समय शेष रहनेपर कल्पवृक्षोंकी शक्ति मंद मंद होने लगती है। तब सूर्य चन्द्रमा वगैरह दिखाई देने लगते हैं, क्योंकि पहिले कल्पवृक्षोंके सामने इनकी ज्योति मालूम नहीं पड़ती थी, भोजनांग वगैरह जातिके कल्पवृक्षोंमें शक्ति घटती जाती है। तीसरे कालके अंतमें १४ कुलकर होते हैं, इनमेंसे पहिले कुलकरसे लेकर अंतके कुलकर तक सर्व प्रत्येक बातका क्रमसे समाधान बतलाते हैं। चन्द्रमा सूर्यको प्रकाश देनेवाला बतलाकर चित्त संतोषित करते हैं; और भोजन वगैरहकी सब विधि बतलाते हैं। कर्म भूमिके आगमनकी बात सब कहते हैं। इस तरह तीसरा काल होता है। चौथे कालसे कर्मभूमिका आगमन हो जाता है, इस कालमें जुगलिया धर्म नहीं रहता, कल्पवृक्षोंका बिलकुल अभाव हो जाता है, भूख बढ़ जाती है, आयु काय घट जाती हैं, इसमें मोक्षमार्ग प्रकाश होता है, और चौदहवें कुलकरसे तीर्थंकर जन्म लेते है येही व्यवहार मार्ग, व्यापार मार्ग, और मुनि होकर केवलज्ञान प्राप्त कर धर्मका मार्ग प्रगट करते हैं। इस तरह चौथे कालमें २४ तीर्थंकर, नव नारायण, नव प्रतिनारायण, नव बलभद्र, बारह चक्रवर्ति इस प्रकार त्रेसठ सलाका पुरुष होते हैं और मोक्षका मार्ग जारी रहता है। फिर चौथे कालके बाद पांचवा काल आता है (जो अभी वर्तमान मौजूद है) इसमें धीरे२ धर्म कर्म आयु बलादिकी कमी होती जाती है। पांचवें कालके अंत में धर्म बिलकुल छिप जाता है, मनुष्य अन्यायी, धर्मसे परान्मुख हो जाते हैं।

इसके बाद छट्ठा काल आता है। जिसमें भी धर्म कर्मका बिलकुल अभाव हो जाता है-मनुष्य मांसाहारी होते हैं। छट्ठे कालके अंतमें एक हाथका शरीर और १२ वर्षकी आयु रह जाती है, और ४९ दिन शेष रहनेपर अग्नि वगैरहकी वर्षा शुरु होती है, जिसमें सब रचनाका प्रलय हो जाता है। कुछ जीव विजयार्द्ध वगैरह की गुफाओंमें छिप जाते हैं इस प्रकार छट्ट कालका परिवर्तन होता है इसके पश्चात् जब प्रलय बंद हो जाता है तब सचिक्कण पदार्थोंकी वर्षा होती है जिससे पृथ्वीमें धान्यादिककी उत्पन्न होने की शक्ति आजाती है, और स्वयमेव धान्यादिक उत्पन्न होने लगते हैं, हैं, तब वो जीव विजयार्द्ध वगैरहसे आ आकर विचरते हैं उन्हींसे सृष्टिकी बढ़वारी होती है। यही उत्सर्पिणी कालका आगमन है और फिर धीरे२ हरएक प्रकार की वृद्धि होती जाती हैं। इस कालका भी अवसर्पिणीके समान परिभ्रमण होता है, इसका क्रम पहिले लिखा जाचुका है इस रीतिसे कालचक्र सदैव चलता रहता है। यही काल द्रव्यका अस्तित्व बतलाता है।

यहांपर यह भी प्रगट किया जाता है कि इन छहों कालोंका परिभ्रमण भरतक्षेत्र और ऐरावत क्षेत्रके आर्य खंडमें ही होता है शेष क्षेत्रों तथा खंडोंमें एकसा ही सदैव काल रहता है। अर्थात् विदेह क्षेत्र के देव कुरु, उत्तर कुरु, हरिक्षेत्र, रम्यक क्षेत्र, हेमवत क्षेत्र, हैरण्यवत क्षेत्र इनमें पहिले दोमें उत्कृष्ट भोगभूमि (पहिला काल), बीचके दोमें मध्यम भोगभूमि (दूसरा काल), अंतके दोमें जघन्य भोगभूमि (तीसरा काल) रहता है। विदेह क्षेत्र, और भरत, ऐरावत के ५ म्लेच्छ खंडोंमें चतुर्थ काल रहता है। म्लेच्छ खंडोंमें मोक्षमार्गका अभाव है, वहांसे कोई जीव कभी मोक्ष प्राप्त नहीं कर सक्ते। विदेह क्षेत्र में सदाकाल मोक्षमार्ग जारी रहता है। और बीस तीर्थंकर सदैव विद्यमान रहते हैं। जिनकी स्तुति पूजा कर तथा उनकी दिव्य ध्वनि द्वारा तत्वज्ञान और धर्म लाभ प्राप्तकर सम्पूर्ण जीवधारी सुखकी प्राप्ति करते हैं। अतः मैं भी उन प्रभुको स्मरण कर नमन करता हूं।

---




(લેખકઃ-પુનશી અર્જુન શાહ-ધુળીઆ.)
(ગયા અંકથી ચાલુ)

હે આત્મા! દેહમાં દેખાતા પ્રત્યક્ષ રોગોને સ્નેહી સંબંધીઓ, માતા કે પિતા, બંધુ કે ભગિની, નારી કે જાયા જેમ લઇ શકતા નથી, તેમ તારા પાપોને પણ લેવા શક્તિમાન નથી. તે તો એક આત્મા કે જેણે કર્મો કર્યાં છે તેજ ભોગવે. તે દુઃખ દેહનેજ ભોગવવું પડે છે. સંસારિક દ્રવ્યની કમાઇમાં બધા ભાગ લેવા તૈયાર થઇ જાય છે ત્યારે **પાપના કોઈ પણ ભાગીદાર થનાર નથી.** તે વિપાકો આપણનેજ હે આત્મા! તારાજ દેહને ભોગવવાં પડે છે. ખાલી હાથે એકલાં જવું છે માટે એક દ્રષ્ટાંત કે જે હે આત્મા! સ્નેહસંબંધીનું અતી ઉપયોગી છે, તે પ્રત્યે તારી નજર દોડાવ.

એક મહાત્મા મહાન યોગી હતા, જે હંમેશા સ્વયોગમાં આત્મસિદ્ધી માટે તત્પર રહેતા હતા અને સંસાર અસારનો નિત્ય ઉપદેશ કરતા હતા તેમની પાસે ઘણા ભાવિકો વ્યાખ્યાન રૂપી અમૂલ્ય ઉપદેશ સાંભળવા આવતા હતા. એ મહાત્માનો નિરંતર ઉપદેશ કેઃ—

પદ.

દેશ (સુણે તો સુણાવું તુંનેરે) તાલ લાવણી.
સમજે તો સમજાવું ફરીરે. દિવાના દિલડા.
સંસારે કાંઇ ન તારૂં, માટે કાં વદે તું મારૂં;
જે જોઇશ તે છે ન્યારૂંરે. દિવાના દિલડા. ૧
માતતાત બંધુ નારિ, વિશ્વમાં તને જે પ્યારી;
ભગીની પણ થાયે ન્યારીરે, દિવાના દિલડા.૨
કંચનસમ છે તુજ કાયા, સંબંધીઓની છે માયા;
મરતાં તજે છે જાયારે, દિવાના દિલડા. ૩
કાળ ઉભો મોહું ફાડી, મૂખે ખેંચે આયુ તારી;
સમજી કાં દે વિસ્તારીરે, દિવાના દિલડા. ૪
મરતાં દેહની ઝોળી, બાંધી લઇ જાય દોડી;
સ્મશાને સળગાવી હોળીરે, દિવાના દિલડા. ૫
કરે કાંઇ નહી ઝાલી, રંક રાય ચાલ્યા ખાલી;
બાળ્યાં કાષ્ટ માંહી ઘાલીરે, દિવાના દિલડા.૬
વિચાર કરીને સારાં, પાપ કાં ગણે તું પ્યારાં;
નેણ તો ઉઘાડ તારાંરે; દિવાના દિલડા. ૭
માટે ભજ ભજ પ્રેમે, પ્રભૂને તું નિત્ય નેમે;
મોક્ષપદે પહોંચ ક્ષેમેરે. દિવાના દિલડા. ૮
"મહાવીર" નામ સારૂં, અખંડ સુખ દેનારૂં;
પૂનસીને લાગ્યું પ્યારૂંરે, દિવાના દિલડાં. ૯

એવી રીતે હંમેશાંનો સદુપદેશ ચાલુજ હતો. હે આત્મા! તેમાં તારા જેવા મૂઢ આત્માઓ તે સદુપદેશ પ્રત્યે ધ્યાન આપતા નહી. એક કાને શ્રવણ કરી બીજા કાનેથી તેઓ સદુપદેશને રજા આપતા, પણ એક સાહુકારપુત્ર કે રોજ એ ઉપદેશ સાંભળવા આવતો હતો, તેજ મહાત્માનું વ્યાખ્યાન ધ્યાનપૂર્વક સાંભળતો. એક દિવસ તે સાહૂકારપુત્રે મહાત્મા પ્રત્યે પુછ્યું—"હે પૂજ્ય મહાત્મા! આપ જે રોજ વ્યાખ્યાનમાં કહો છો તે બધું ખરૂં છે? શું સંસાર એટલો બધો ખરાબ છે? શું સગાંઓ, સંબંધીઓ, મિત્રો, કે કુટુંબીઓ સ્વાર્થીઆ છે? હે મહારાજ! મને સ્પષ્ટ જણાવો, મને શંકામાં ન નાંખો, મારી વિચાર ભ્રમણાનું નિરસન કરો, જે સત્ય હોય તે દેખાડો."

મહાત્મા બોલ્યા—"હે વત્સ! હે બેટા! જે સત્ય અને સ્પષ્ટ છે તેજ તું ... તો શું પણ આખા જગતને જણાવું ... અને મને જે મારા ખુદના અનુભવનું ... મળ્યું છે તેજ કહી દેખાડું છું. તારે ... જો અનુભવ જોવો હોય તો દેખાડીશ."

સાહૂકારપુત્ર બોલ્યો—"ભલે મહે છે. એમાં દેખાડો. હું જોવા આતુર છું. તમેજેની ખપતી કહેશો તેમ કરવા ખુશી છું, પણ ... પ્રત્યક્ષ અનુભવ જોવો છે માટે હવે ..."

મહાત્મા બોલ્યા—"બેટા! ... મહીનાથી તું મારી પાસેથી યોગનો ...

(હાંસિયામાં ઝાંખું: ...ણુ ...ારો, વખત ...છે. દઢ ...રે. કર. ... ત્યારે ... ઔષધિ ... તને કહેવા ... ઘણી મરે ... માં આ ઘણી ... કહો. વધારે)

લે છે અને એટલા થોડા સમયમાં બાર બાર કલાક સમાધિમાં રહી શકે છે, તો તેજ સમાધિ તને પ્રત્યક્ષ અનુભવ દેખાડશે."

સાહુકારપુત્રે પુછ્યું—" કેવી રીતે ?" મહાત્મા બોલ્યા—" સાંભળ બેટા ! હમણા ઘેર જા અને પેટ દૂખવાનો ઢોંગ કરી, સમાધિ લગાવી લે, તેથી તારો શ્વાસ બ્રહ્મરંધ્રમાં રહેશે. બે ત્રણ કલાકમાં હું તારી પાસે આવીશ અને જ્યારે હું કહું કે " બેટા જાગ્રત થા " ત્યારેજ સમાધિથી મુક્ત થજે. ત્યાં સુધી શું શું થાય છે તે જોયા કરજે, પણ મારા કહેલા શબ્દો ધ્યાનમાં રાખજે કે " બેટા જાગ્રત થા " ત્યારે તારી સમાધિ ઉતારવી. પાછલા જન્મમાં તું એક મહાન્ યોગી હતો પણ કાંઇક ભોગવવાનું બાકી રહ્યાથી તારે યોગનો થોડોક ભાગ જે બાકી રહ્યો છે તે હવે પુરો કરીશ. જા, મારો આશીર્વાદ છે."

સાહુકારપુત્ર બોલ્યો–" ઠીક મહારાજ, હું જાઉં છું અને આપના કહ્યા મુજબ કરીશ. આપની સુચના બરાબર યાદ રાખીશ, એમ કહી ઘરે આવ્યો અને થોડીવાર પછી બૂમો પાડવા મંડયો કે અરે મારી મા ! ઓ પરમેશ્વર ! અરે પિતાશ્રી ! ઓહ ! ઓહ ! મને શું થાય છે ! મારા પેટમાં બહુજ દુખે છે ! એવું કદીપણ કોઇ દીવસ મારૂં પેટ દુખાયું ન હતું. ઓ માડી ! હું મરી જઇશ ! મને બચાવો ! બચાવો ! એ બૂમો સાંભળતાં માબાપ, ભાઇઓ, બહેનો, મિત્રો, કે અન્ય સગાંઓ બધાં ભેગા થયા. શું થયું ? શું થયું ? પેટ દુખે છે કે ? ડૉકટરને બોલાવો ! કોઇ કહે ડૉકટર ધન્વંતરી વૈદને બોલાવો ! એમ બધાએ દોડધામ કરી મુકી અને થોડીવારમાં ડૉ[illegible] અને ધન્વંતરી વૈદો આવ્યા, નાડી તપાસી દવા આપવાનું કરી ચીંધતા [illegible] લઇ ચાલ્યા ગયા. અહીં તો છોકરાનો [illegible] વધારેને વધારે થવા લાગ્યો અને બુમો મારવી શરૂ કરી–અરે ! હવે તો [illegible]રોગ, માટે હવે તો બચાવો ! મારૂં [illegible] તો હશે, બાકીનું થોડું હું ભોગવીશ

પણ એ દુખ કોણ લે ! બધા જોતા ઉભા રહ્યા અને ભાઇએ ધીરેધીરે પગ લાંબા કરી સમાધિ ચડાવવા માંડી અને થોડીવારમાં શ્વાસને બ્રહ્માંડમાં ચડાવી દીધો, અને હાથપગ ઢીલા કરી મુડદું થઇ પડયો. ફરી દોડધામ શરૂ થઇ અને એક મોટા એ૦ બી૦ સી૦ ડી૦ ની ડીગ્રીવાળા ડૉકટર સાહેબે ફક્ત નાડી જોઇ પરીક્ષા કરી કે હવે રડો ચાહે ન રડો, પણ ભાઇના રામ રમી ગયા છે. ભાઇ તો સ્વર્ગે સીધાવ્યા છે. ભાઇનો આત્મા—આ દેહ ઘર છોડી–અન્ય ઘરને વિષે પ્રયાણ કરી ગયો, એટલું સાંભળતાં બધાંઓએ માથે પોક મૂકી રડવાનું શરૂ કરી મૂકયું. ભાઇ કયાં ગયો, અમને એકલો મૂકી તને જવું ન ઘટે. જ્યારે કમાવા ખવરાવવા જેવો ત્યારેજ દગો દઇ ચાલ્યો ગયો. અમને હવે કોણ કમાવી ખવરાવશે ? હે ભાઈ ! હે બાપૂ ! તુંજ અમારો જમણો હાથ હતો, અમારો વેરી કાં થયો, એમ મોટી બુમો પાડીને રડવા લાગ્યા. એટલે બીજાઓ કહેવા લાગ્યા–જે થયું તે થયું, પરમેશ્વરના આગળ કોઇનું થોડું પણ જોર ચાલતું નથી. આ તો ઇશ્વરી માયા છે, માટે આપણાથી શું થઇ શકે ? આ તો એક દવા વગરનું ખોખું છે. હવે તો એમની અંતની ક્રિયા કરો. મુડદું ઘરમાં વધારે વખત રખાય નહી માટે હવે છાના રહો, એમ કહી છેવટની ક્રિયાને લગતો વ્યવહાર કરવા ગુંથાયા. મોટે સાદે રડનાર હવે ધીમે સાદે મનમાંજ રડવા લાગ્યા અને હવે શબને કયારે લઇ જાય છે તેની રાહ જોતા બેસી રહ્યા, એટલામાં મહાત્મા ભજન ગાતાં ગાતાં આવતા જણાયા.

ભજન.

ચાલ ( દેખો સંતો અજબ તમાસા,
ફેર બખત નહી આનેકા )

ભજ લે ભાઇ પ્રભૂકો અબ તૂં–
એક બખત હય અનેકા;
કાળ ફીરતા શીરપર પ્યારે,
હાથ નહી કોઇ પરનેકા. ૧

મીટ્ટીકા તૂને મહેલ બનાયા,
વો નહી જાય તેરા હય;
તંનહી ક્યોંકર હોગા તેરા,
સોચ સોચ ક્યૂં ફસંતા હય. ૨
જંગલકી સંજીવન બુટ્ટી,
બડે બૈદને લાઇ હય;
અંત સમયકો હો ગઇ જુઠ્ઠી,
ક્યોં કામ નહી આઈ હય. ૩
ભાઇ બાઈ ન માઇ તેરે,
તાત દોસ્ત સબ ન્યારે હય;
સમજ સમજ હે મન મેરે,
ચરણ શરણ પ્રભૂ તેરે હય. ૪
પુનશી કહે હે સૂનકે સમજકે,
અંધેરા ક્યૂં ધરતા હય;
પાસ પ્રકાશ હય ઊસકું લેલે,
ક્યોં કર દેર લગાતા હય. ૫

ભજન ગાતાં ગાતાં મહાત્મા સાહૂકાર-પૂત્રના ઘર આગળ આવ્યા અને જેમ જાણતા જ ન હોય તેમ અજાણ્યા થઇ પૂછવા લાગ્યા-ભાઇઓ, શાની ધમાલ છે? શું કોઇનો વિવાહ છે કે બ્રાહ્મણભોજનની તૈયારી છે, પણ! અરે! તમે તો બધા ઉદાસી દેખાઓ છો, તેથી હું ધારૂં છું કે, ઊપરોક્ત કાંઇ નહી, પણ કાંઇક શોકનું કારણ હોવું જોઇએ, પણ જરા મને જણાવશો તો ઉપકાર થશે, એમ ફરી ફરી કેટલીકવાર પુછ્યું, પણ કોઇએ સીધો જવાબ આપ્યો નહીં. વારે ઘડીએ દરેક જણને પુછવાથી, એક સારા સદ્‌ગૃહસ્થે જણાવ્યું-"મહારાજ, આપ જે શોકનું કારણ કહોછો તેનુંજ છે. આ સાહૂકારનો મોટો પૂત્ર વીસ વરસની ભરજુવાનીએ ચાલ્યો ગયો છે કે જેને એક બે કલાકમાંજ મૃત્યૂની ઝડપ આવી છે. શું ડોકટરો અને વૈદો ઘણા આવી ગયા, પણ આયુષ્ય નહીં, તેથી તેઓ પાછા ગયા. તેથી હે મહારાજ, શોકમાં ડૂબેલા છીએ. એના બીજા ભાઇઓ કે હજુ જે નાના છે અને નિશાળે ભણે છે. આ સર્વે વાતે કુશળ હતો. બાપનું કામ ચલાવવા જેટલો હોંશિયાર શીખેલો હતો પણ મૃત્યુ! કે જ્યાં કોઇનું જોર ચાલતું નથી, ત્યાં અમારો પણ નાઇલાજ થયો. આપ મહાત્મા છો માટે તપાસો અને ઔષધોપચાર કરી એને જીવાડો તો અમને સુખ થાય અને તમારા ઉપકાર તળે દબાયલા રહીશું.",

મહાત્મા બોલ્યા—"ઠીક છે. મને દેખાડો, મારો ઉપાય ચાલશે તો જરૂર જીવાડીશ, માટે મને એકવાર બતાવો. મહાત્માને ઘરમાં તેડી લાવ્યા અને સાહુકારપુત્રના શબ આગળ બેસાડ્યા. મહાત્માએ હાથ પગની નાડીઓ તપાસી, આખું શરીર તપાસ્યું કારણકે એમ મને બધી ખબર હતી છતાં વેશ ભજવ્યા સિવાય છૂટકોજ નહીં. બરાબર તપાસીને બોલ્યા-હજુ જીવ છે, એમ કહેતાં તો બધા રાજી થયા અને મહાત્માને પગે પડી કહેવા લાગ્યા-" મહારાજ, અમારા પુત્રને જીવતો કરો. અમો તમો કહેશો તેવી રીતે કરવા તૈયાર છીએ."

મહાત્મા બોલ્યા-"કહો છો તે ખરૂં, પણ મોઢે બોલવું સહેલું પણ કાર્ય કરવું કઠણ છે. માટે પુરતો વિચાર કરી બોલો. ત્યારે બધા કહેવા લાગ્યા-એને માટે અમારો પ્રાણ પણ કદી આપવો પડે તેની દરકાર કરીશું નહી, પણ મહારાજ ઉપાય બતાવો."

માહરાજ બોલ્યા—" બરાબર વિચારો, પાકો નિશ્ચય કરો કારણકે જેમ જેમ વખત જાય છે તેમ તેમ એનો આત્મા મુંઝાય છે. દૃઢ મનથી જણાવો એટલે ઔષધિ તૈયાર કરૂં.

બધાઓએ પાકા મનથી કબુલ કીધું ત્યારે મહારાજે-મહાત્માએ। એક દિવ્ય ઔષધિ તૈયાર કરી બધાની વચમાં મુકી અને કહેવા લાગ્યા-જુઓ આ સંજીવની દવા છે. એમાં એવો ગુણ છે કે જે દૂનિયામાં જેની ખપતી નથી, તે પીએ કારણકે પીનાર ધણી મરે અને તેના બાકીના આયુષ્યમાં આ ધણી જીવે માટે કોણ પીનાર છે તે કહો. વધારે

વખત ન વિતાડો. જે તૈયાર થાય તે ધણીઆ શબની આજુબાજુ ફરી સાચા અંતઃકરણે કહેકે "મારૂં બાકીનું આયુષ્ય એ મરનારને પ્રાપ્ત થાઓ" એમ કહી દવા પીએ: એટલે આ તરત ઉભો થશે. મારૂં વચન સત્ય છે. હવે તમારા વહાલાને કે જેને માટે રડી રડી થાક્યા છો તેને જીવતો કરવો અથવા કષ્ટમાં બાળવો તે આપના હાથમાં છે."

આ સાંભળતાંજ બધા વિચારમાં પડયા અને આપસમાં ગુણગુણ કરવા લાગ્યા, પણ કોઇ દવા પીવા તૈયાર થયો નહી. રડવું-ધાગ-ધૂમ ભૂલી ગયા. મરેલા માણસને વિસરી ગયા ત્યારે મહાત્મા બોલ્યા-બસ, હવે કેમ પાછા પડો છો? આગળ તો છાતી ઠોકી કહેતા હતા, હવે કેમ વિચારશુન્ય થઈ ગયા? ત્યારે પુત્રની માતાએ કહ્યું-"મહારાજ, **બેટો વહાલો છે પણ અમે કેમ મરીએ!** બીજા બધાની સંભાળ કોણ કરશે. તેઓ થોડા વખતમાં મોટા થઇ જશે એટલે કમાઇને ખવરાવશે, તેમ અમારા નાથની પણ ઉમર મોટી છે, તેમની સંભાળ પણ કોણ કરે? તેથી મહારાજ મારાથી દવા નજ પીવાય."

મહારાજ બોલ્યા-"સુતના તાત, તમે પણ વિચાર કરો, ત્યારે સાહુકાર બોલ્યા મારી ઉમર તો મોટી થઇ માટે હવે પ્રભુભજનમાં કાળ વિતાવવો છે કારણકે છોકરો મરી ગયો તે કાંઇ મારે બદલે સ્વર્ગે જવાનો નથી. "પોતે મરે ત્યારેજ સ્વર્ગે જવાય માટે મારેતો ધર્મધ્યાન કરી મરવું છે, અકાળે મરવું નથી. વિશેષ તેમાં સંપત્તિની વ્યવસ્થા કરવી-નાનાં બચ્ચાંઓ માટે વિચાર કરવાનો છે માટે મારાથી પણ દવા પીવાય નહી. પછી મહારાજે બધાને કહેતાં ભાઇઓ, બાઇઓ, મિત્રો, બધાને પુછ્યું પણ કોઇએ દવા પીવા હા કહી નહી. પછી છેવટે તેની સ્ત્રીને પુછ્યું-"હે બેટા! આ તારો ધણી છે. તારો પ્રભુ છે, તારા પ્રાણનો પણ નાથ છે. હાલની એની વ્યવસ્થા જો. તારા સુખને માટે પોતે પણ કેટલુંક દુઃખ સહન કર્યું હશે! તું દવા પી! કદાચ મરીશ તો પણ ધણીના હિત માટે તને સ્વર્ગજ મળશે અને નહી તો વિધવા પણાના ટપોરાં ખાતી ફરીશ તે માટે વિચાર કર."

પુત્રવધૂ બોલવા લાગી-"મહારાજ! ખરા જન્મદાતાઓ દૂર થયા, એકજ રક્તથી થયેલા બંધુઓ ભગીની દૂર થયા, ત્યારે હું કોણ માત્ર! હું પરાયા કોખીથી બનેલી હું પરઘરની કહેવાઉં, માટે મારાથી પણ દવા પીવાય નહી."

મહરાજ બોલ્યા-"ઠીક જેવી તમારી ઇચ્છા, હવે હું જાઉં છું એ સાંભળી એટલીવાર જે ચુપ હતા, તે ફરી સ્વાર્થ માટે રડવા લાગ્યા, ત્યારે મહારાજે શબ ઉપર હાથ ફેરવી કહ્યું કે બચ્ચા ઉઠ! તારા ઘરના માણસોને હવે સંભાળી લે. તેમના સ્વાર્થીપણાને જો અને તને અનુભવ મળ્યો કે નહી તે કહે. સાહુકારપુત્રે **ધીરે ધીરે સમાધિ ઉતારી** અને મહાત્માના વચનપર અવિશ્વાસને બદલે ક્ષમા માગી અને મહારાજને કહેવા લાગ્યો-"મહારાજ, મને હવે પૂરો શિષ્ય બનાવી આ સંસારની ઉપાધી છોડવો. મારા પ્રભૂ છો, મને તારો. આ સંસારમાં ન ડુબાવો."

મહાત્મા બોલ્યા-"સાંભળ બેટા! આપણા પ્રભુના વદેલા સત્ય માર્ગે ચાલ. અને અખંડ સુખનો માર્ગ મેળવ અને નીચેના રાજચંદ્રના વચનો હૃદયમાં ગોઠવી તે વિષે વિચાર કર.

**શાર્દૂલ.**

ના મારાં તનરૂપ કાંતી યુવતી ના પુત્ર કે ભ્રાતના,
ના મારાં ભૃતસ્નેહીઓ સ્વજન કે ના ગોત્ર કે જ્ઞાતના;
ના મારાં ધનધામ યૌવન ધરા, એ મોહ અજ્ઞાતના,
રે! રે! જીવ વિચાર એમજ સદા અન્યત્વદા ભાવના.

## दृढ विश्वासका एक उदाहरण।

सायंकाल का समय था। आकाशमण्डल काले २ बद्लोंसे आच्छादित हो रहा था। सूर्यनारायण धीरे २ अस्ताचलकी ओर गमन कर रहे थे। राजगृही के अधिपकी प्राणवल्लभा एक सुन्दर महलमें दरबार करके बैठी हुई रागरंग सुनने में मग्न हो रही थी। अनेक सुन्दर २ स्त्रियां श्रेष्ठ वस्त्राभूषणों से सुसज्जित महिषी को गा बजा नाच दिखा प्रसन्न कर रही थी उनमें एक वेश्या भी थी, उसके हृदयमें नृत्य करते हुए राणीके गलेमें पड़े हुए रत्नहारको देख, उसके पहिननेकी तृष्णा उत्पन्न होगई। वह विचार करने लगी-जीवन उन्हींका सार्थक है जो आनन्द से गद्दी तकियोंपर इस प्रकारका हार पहिन बैठे रहते हैं। धिक्कार है मेरे इस जीवनको, यदि मुझे ऐसा चन्द्रहार पहिननेको नहीं मिला तो मनुष्य जन्म पाकर जीते रहने से लाभ ही क्या है ? इसी विचारने वेश्याको पगली बना दी। वह तत्काल नृत्य बंद कर एक ओर बैठ गई, और ज्योंही सभा विसर्जन हुई, अपने घर आ, एक पलंगपर लेट, रत्नहार के निमित्त निश्वासें डालने लगी।

रात आधीसे विशेष जा चुकी थी। बादल गरज २ कर विरहनी स्त्रियों को डरा रहे थे। संसारको मोहान्धकार में फंसा देख कामदेव भी अपने पुष्प बाणसे नरनारियों को घायल कर रहा था। एक चोरने भी कामबाणसे घायल हो छुकते छिपते अपनी चिरपरिचिता उपरोक्त वेश्या के द्वारपर जा, उसके किवाड़ खड़खड़ाये। बांदियोंने दर्वाजा खोल दिया। अन्दर जाकर क्या देखता है कि अपनी प्यारी पलंगपर लेटी हुई लम्बी २ सांसे खेंच रही है।

अंजनने जाकर कहा-"प्यारी! आज तुम ऐसी मलिनमुख क्यों हो रही हो?"

वेश्या बोली-"प्यारे! यदि तुम मेरे हृदयकी वेदना मिटाना चाहते हो, तो राजराणीका रत्नहार लाकर मुझे दे दो, अन्यथा मेरे प्राण बचने कठिन है। यदि तुम मेरी इच्छा पूरी कर दोगे, तो मैं सदा तुम्हारी दासी बनके रहूंगी और कभी दूसरे मनुष्यकी वांछा नहीं करूंगी।"

अंजन बोला-"प्यारी! तुम धीर धरो, मैं अभी जाकर तुम्हें हार ला देता हूं।" यह कह, अंजन अदृश्य करनेवाला सुरमा अपनी आंखोंमें डाल, राजमहलमें जा पहुंचा, और राणीके हारको जिसको वह अपने पलंगपर रख निःशंक सो रही थी, उठा लाया। मार्गमें रत्नोंकी ज्योतिसे प्रकाश हो गया। पहरेदारोंने चोर समज उसका पीछा किया, अंजन यह सोचकर, कि यदि मैं वेश्या के घर जाऊंगा तो ये लोग मुझे पकड़कर बंधी बना लेंगे, जंगलमें भाग गया।

जंगलमें जाकर इसने एक मालीको वृक्षपर चढ़ते उतरते देखा, और उससे पूछा-"तू किस हेतुसे यह चढ़ाउतरीका काम इतनी रात जाने पर कर रहा है? क्या तुझे अपनी जानका भय नहीं है? किस लिए वृक्षपर यह छींका बांध रक्खा है और क्यों बड़े २ भयानक शस्त्र इसके नीचे रख छोड़े हैं?

मालीने उत्तर दिया-"मुझे जिनदत्त सेठने कहा है, कि तू एक वृक्षकी शाखा पर छींका बांध, उसके नीचे भीषण शस्त्र रख, छींकेमें बैठ जाना और णमो अरिहंताणं, णमो सिद्धाणं, णमो आयरियाणं,

णमो उवज्झायाणं, णमो लोए सव्व साहूणं, इस महान मंत्रका जापकर, छींकेकी रस्सी काट देना, जिससे तुझे आकाशमार्गके द्वारा यथेच्छ स्थानमें पहुंचानेवाली विद्या (आकाशगामिनी विद्या) सिद्ध हो जायगी। सायंकालसे अबतक इसी प्रकारसे मैं वृक्षपर चढ़ा उतरी कर रहा हूं किन्तु मेरा यह साहस नहीं होता, कि छींकेमें बैठ कर रस्सी काट दूं। कदाचित विद्या सिद्ध न हो, विद्याकी अधिष्ठातृ देवी आकर न बचावे, तो मुफ्तमें ही मेरे प्राण चले जावें। कभी हिम्मत करके वृक्षपर चढ़ता हूं, किन्तु इन भयावने शस्त्रोंको देखकर पुनः लौट आता हूं।"

अंजन बोला—"मुझे यह विद्या सिद्ध कर लेने दे, तू यह रत्नहार लेकर जा और सदा के लिए सुखी हो।"

माली उन भयानक शस्त्रोंसे पहिले ही डर हुआ था। हारका मिलना सुन, वह तत्काल ही अंजन के पास चला गया, और उसको नवकार मंत्र बता, हार ले वहांसे चलता बना।

अंजन बड़े धैर्य के साथ वृक्षपर चढ़ा, और इस विश्वास के साथ कि—मंत्र सत्य है, अवश्यमेव सिद्ध होगा, छींकेमें जा बैठा किन्तु अंजन मंत्र भूल गया। वह बड़ी ही दुविधामें पड़ा, उसी समय सहसा उसके हृदयमें किसी और ही विचारने आ स्थान जमाया। वह विचार करने लगा कि यह मंत्र सत्य है और मैं उसको भूल गया हूं तो क्या? मैं यह कहकर कि जो कुछ सेठने कहा है, सत्य है, छींकेकी रस्सी काटदूं तो देवी नहीं आयगी? अवश्य आयगी। यह विचार अंजनने "मंत्र सत्य सेठ वचन प्रमाण" कह, छींकेकी रस्सी काट दी। करीब था कि अंजनके शस्त्रोंपर गिर टुकड़े २ उड़ जावें। अधिष्ठातृ देवीने प्रकट हो उसे बचालिया और कहने लगी—"तेरे मंत्र सिद्ध हुआ। मैं तेरे आधीन हूं, जो कुछ तू आज्ञा देगा मैं वही करूंगी। पाठक! देखा, दृढ विश्वासने कितनी शीघ्रतासे अंजनको विद्या प्राप्त करवा दी; और असाहसी अविश्वासी माली तीन पहर तक वृक्षपर चढ़ता उतरता रहा, तब भी यूंही रहा।

देवीकी बात सुन अंजन प्रसन्नवदन हो बोला—"मुझे अपने गुरु जिनदत्त सेठ के पास ले चल"। देवी तत्काल ही अंजन को विमानारूढ़ करवा ले चली। मार्गमें एक पर्वत पर सुन्दर २ चैत्यालय देख, अंजन वहां उतर गया, और बड़े आनन्द के साथ भगवानके दर्शन किये। फिर वहांसे रथपर चढ़, वह राजगृही नगरीमें सेठके घर पहुंच उसको नमस्कार कर कहने लगा—"हे श्रेष्ठीवर्य! मैंने आपकी कृपासे आकाशमार्गगामिनी विद्या सिद्ध की है" यह कह उसने अपना सब पूर्व वृत्तान्त सुनाया और बोला—"अब आप मुझे श्रेष्ठ धर्म बताइए जिससे मैं संसार के संकटों से मुक्त हो सकूं।"

सेठ हर्षसे अंजन को गले लगा बोला—"धन्यो! तुम धन्य हो। तुम्हारे पुण्यका उदय आया है इसहीसे तुम्हारे हृदयमें श्रेष्ठ धर्म अङ्गीकार करने की इच्छा उत्पन्न हुई है, किन्तु मैं धर्मशिक्षण देने व गुरु बननेके योग्य नहीं हूं। चलो, हम निर्ग्रंथ मुनिके निकट चलें उनके दर्शन कर अपने नेत्र सफल करेंगे और श्री गुरुके मुखसे श्रेष्ठ धर्मोपदेश सुनेंगे"

दोनो वहांसे उठ, शहरके बाहिर मुनिके पास, जो कि एक कुटियाके अन्दर आत्मध्यान में स्थित थे गये। अंजन व सेठ उनकी तेजपुंज प्रेममयी मूर्ति देख, चरणोंमें गिर पड़े। पश्चात् प्रदक्षिण देकर बोले—"गुरु-

देव ! हम पापी जीव निशदिन स्वार्थ के पङ्कमें फंस कष्ट भोग रहे हैं। आप दया कर श्रेष्ठ धर्मका उपदेश दीजिए, जिससे हमारा निस्तार हो। ''

साधुने आशिस दे, फिर इस प्रकारसे धर्मोपदेश देना प्रारम्भ किया—

'' संसारसे निस्तार पाने के लिए प्रत्येक व्यक्तिको चाहिए कि वह अपने इन्द्रिय विषयिक लालसाओंको—ख्वाहिशात नफ्सानीको—छोड़ दे। इनकी लालसाओंसे उत्पन्न होनेवाले यूं तो सहस्रों पाप हैं, किन्तु साधारणतया हम इनको पांच भागोंमें विभक्त कर सकते हैं। [१] किसी प्राणीको कष्ट पहुंचाना, [२] मिथ्याभाषण करना, [३] किसी मनुष्यकी विना आज्ञा कोई वस्तु उठा लेना, [४] निष्प्रयोजन वस्तुएं एकत्रित करना, [५] मन वचन और कायके द्वारा ऐसे कार्य करना जिससे इस शरीरसे वीर्य निकले।

इन्हीं पापोंसे सर्वथा मुक्त होनेवाले साधु कहलाते हैं। वे इस दुखदायी संसारका परित्यागकर अपने उस वास्तविक स्वराज्यको पा लेते हैं। जिसमें दुःख या पीड़ाका लेश मात्र भी गुज़र नहीं है, किन्तु सांसारिक व्यवहार करनेवाले व्यक्ति इन पापोंसे कदापि पूर्णतया बच नहीं सकते। अतः प्रत्येक व्यवहारकुशल मनुष्यको उचित है, कि वह इन पापोंसे बचनेके लिए निम्न प्रकारके नियम ले लेवे:—

१–मैं कभी यथासम्भव त्रस जीवोंका वध नहीं करुंगा और स्थावर जीवोंको भी उतनीही हानि पहुंचाऊंगा, जिससे साधारणतया मेरे व्यवहारिक कार्य चलते रहें।

२–यथासम्भव मैं कभी ऐसा झूठ नहीं बोलूंगा जिससे किसी प्राणीको कष्ट पहुंचे।

३–मैं कभी अन्य पुरुषकी यथासम्भव ऐसी वस्तु नहीं उठाऊंगा जिससे लोकनिन्दा हो, अथवा राज्यके द्वारा दण्ड मिले।

४–निरुपयोगी एक भी वस्तु अपने घरमें नहीं रक्खूंगा।

५–सन्तानोत्पत्तिके निमित्त स्व-स्त्रीके साथ कामकेलि करनेके अतिरिक्त कभी अपना श्वेतरक्त (वीर्य) प्रवाहित नहीं करूंगा।

इस प्रकारसे नियमपूर्वक अपना जीवन बितानेवाले जीव—श्रावक वास्तविक गृहस्थी या सच्चे नागरिक कहाते हैं। ''

इत्यादि उपदेश देकर साधु मौनावलम्बी हो गये। अंजन के भाग्यने जोर लगाया। उसका हृदय जो अद्यावधी संसारके पापोंमें लिप्त हो रहा था, वैराग्य के रूपमें परिणत हो गया। उसने महात्मासे विनती करके सर्व पापोंसे मुक्त करनेवाली उत्तम दीक्षा ग्रहण की, और कई वर्षपर्यन्त घोर तपश्चरण करके, इस संसारकी तीव्र यातनासे छुटकारा पा मोक्षमें पहुंच गया।

पाठक ! यदि हम भी इसही प्रकारसे दृढतापूर्वक विश्वासके साथ प्रत्येक कार्य के करनेमें अपना साहस दिखावें तो संसारका वह कौनसा कार्य है जिसको हम न कर सकें ? वह कौनसी वस्तु है, जो हमारे लिए अलभ्य हो ? वह कौनसा कूट प्रश्न है, जिसको हम हल न कर सकें ? सब कुछ कर सकते हैं; किन्तु चाहिए दृढ विश्वास और पूर्ण साहस।

कृष्णलाल वर्मा (गोहाना)

# जीर्णोद्धारनी जरूर.

निरालंबन-धर्मस्य स्थिति यस्मात्ततः सतां।
मुक्ति प्रासाद सोपान मार्गैरुक्तो जिनालयः ॥

શ્રી ઇડરગઢ ઉપર શ્રી સંભવનાથજી મહારાજનું દિગંબરી પ્રાચીન મંદિર છે, જે સમોસરણ આકારે મહાન કારીગરીથી બાંધવામાં આવેલું છે, તે ઘણુંજ જીર્ણ થયેલું છે, તેનો વ્હેલાસર જીર્ણોદ્ધાર કરવામાં ન આવે તો આગળ ઉપર ઘણાજ ભારે ખર્ચમાં ઉતરવું પડે તેમ છે. આથી અત્રેના સ્થાનિક ભાઇઓ આ મંદિરનો જીર્ણોધાર કરવાને પ્રયત્ન કરી રહેલા છે, પણ એમાં આશરે રૂપીઆ પચીસ ત્રીસ હજાર ખર્ચ થાય તેમ છે જેથી આવો ભારે ખર્ચ અત્રેની વસ્તીના પ્રમાણમાં પૂર્ણ થઇ શકે તેમ નથી છતાં પણ તનમનથી પ્રયત્ન શરૂ થઇ ઉદાર વૃત્તિથી ધર્મ વૃદ્ધિના હેતુ અર્થે આ દેરાસરના જીર્ણોદ્ધાર માટે એક ટીપ શરૂ કરવામાં આવી છે, તેમાં આશરે રૂા. ૨૦૦૦) બેહજાર ના સુમારે રકમો ભરાયેલ છે.

આ પ્રાચીન મંદિરની પ્રાચીનતાનો દાખલો ઇડર મહિકાંઠા મેન્યુઅલમાં લખાયેલો છે કે-ઇડરગઢ ઉપર બાવન જીનાલયના દેહેરાસર કરતાં **શ્રી સંભવનાથજીનું મંદીર પ્રાચીન કાળનું છે.**

આ મંદિરનો જીર્ણોદ્ધાર ઘણીજ તાકીદે થવાની જરૂર છે, તો ધર્માત્મા ગૃહસ્થોએ નવીન દેહેરાસર બંધાવ્યા કરતાં પ્રાચીન દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવવો તેનાથી મહાન પુણ્ય બંધાય છે.

नष्टं कुलं कूप तडाग वापी, भृष्टं च राज्यं शरणागतं च।
गां ब्राह्मणं जीर्ण सुराल्यं च, य उद्धरेत्पुण्य चतुर्गुणं स्यात्॥

અર્થ—જેઓ કુળથી નષ્ટ થયેલા હોય તેને શરણ આપવામાં, કૂવા, વાવ, તલાવ, વીગેરે જીર્ણ થઇ ગયેલા હોય તેને સુધારવામાં, રાજ્યથી ભ્રષ્ટ થયેલાને રાજ્ય અપાવવામાં. ગાય બ્રાહ્મણને શરણ આપવામાં, જે પુણ્ય થાય છે તેનાથી ચારગણું પુણ્ય જીર્ણ મંદીરના જીર્ણોદ્ધારમાં દ્રવ્ય આપવાથી થાય છે.

આથી મહાન પુણ્યનો લાભ લેવાને સર્વે ધર્મ બંધુઓએ તનમન ધનથી આ દેરાસરના જીર્ણોદ્ધારમાં મદદ કરવી જોઇએ.

ઉપરની ટીપ શરૂ થવા ઉપરાંત ધર્મની પ્રભાવના અર્થે વિશેષ મદદ થવાના હેતુથી નવીન પંચ કલ્યાણક પુજનવિધાન કરી નવીન પ્રતિમાઓ જે શ્રી ખેડબ્રહ્મામાંથી નિકળેલ હતી, તે પ્રતિમાઓ માગસર સુદ ૨-૩-૪ ઉપર ઉત્સવ કરી ગઢ ઉપરના દેરાસરમાં લઇ જવામાં આવી, અને નીચેના ધર્માત્માઓએ ધર્મ પ્રભાવના અર્થે પોતાના નામથી રકમો આપી બિરાજમાન કરી ઉત્સવમાં વધારો કર્યો હતો—

- ૧૦૧) શેઠ હરીભાઇ દેવકરણભાઇ. શોલાપુર.
- ૭૫) દોશી નાનચંદ દેવચંદ. ઇડર.
- ૫૧) ગાંધી ઘેલાભાઇ જીવરાજ. ,,
- ૪૫) વોરા ફતેહચંદ શાંકલચંદ. દેરોલ.
- ૪૫) દોશી હરીભાઇ કસ્તુર. ઇડર.
- ૪૧) દોશી પદમશી જોઇતાદાસ. ,,
- ૩૧) ગાંધી મુલચંદ રાયચંદ. ,,
- ૪૦) શા० રાયચંદ કસ્તુર ,,

———

રૂ० ૪૨૯)

એ રીતે ઉપર મુજબ ગૃહસ્થોએ પોતાના નામથી રકમો આપી પ્રતિમાઓ બીરાજમાન કરી તથા કલશાભિષેક પૂજન વિધાન વિગેરેના ચડાવાના આશરે રૂા. ૩૭૧) ઉત્પન્ન થયા તે મળી કુલ રૂા. ૮૦૦)ના આશરે જીર્ણોદ્ધારના ફંડમાં ઉપજ્યા છે.

વળી પ્રભાવના અર્થે ઉત્સવ પ્રસંગમાં ત્રણ જમણ સંઘ તરફથી કરવામાં આવ્યાં. અને ઉત્સવ તથા ધર્મની પ્રભાવના ઘણીજ ધામધુમથી થઇ હતી તેમ નીચેથી વરઘોડો કાઢી ગઢ ઉપર પ્રતીમાઓ ઘણી ધામધુમ થી લઇ જવામાં આવી હતી.

આ જીર્ણોદ્ધાર માટે અત્રેના ગાંધી પાનાચંદ નાથાભાઇ તથા ગાંધી મોતીચંદ શાંકલચંદ વગેરે તનમનથી પ્રયત્ન કરી રહયા છે, માટે દરેક બંધુએ આ ફંડમાં મદદ કરવાની જરૂર છે.

આ ખાતાનો પત્ર વ્યવહાર ગાંધી પાનાચંદ નાથાભાઈ ઇડર (મહીકાંઠા) ઉપર કરવો.

લી० જ્ઞાતીબંધુ—

નાથાભાઇ જેઠાલાલ ગાંધી-ઇડર.

# भारत जैन महामंडलनी मुंबाईमां बेठक.

તા. ૨૫ થી ૩૧ ડિસેંબર સુધી મુંબાઈમાં હીંદી નેશનલ કોંગ્રેસ, ઔદ્યોગિક પરિષદ, સંસારસુધારા કોન્ફરંસ, દારૂ નિષેધક કોન્ફરંસ, ભાટિયા કોન્ફરંસ, ભારત મહિલા પરિષદ મુસ્લીમ લીગ, જીવદયા સભા વગેરે લગભગ ૧૮ જાતની સભાઓ થઇ હતી તે પ્રસંગનો લાભ લઇને ત્રણ દિવસ પૂજન વિધાન કરી તા. ૨૬ મીએ ભુલેશ્વર આગળના આપણા નવીન મંદિર તરફથી રથોત્સવનો વરઘોડો ભારે ઠાઠથી નીકળવાથી દિ. જૈન ધર્મની સારી પ્રભાવના થઇ હતી તથા "ભારત જૈન મહામંડળ" કે જેમાં ત્રણે ફિરકાના આશરે ૩૦૦ વિદ્વાનો જોડાયલા છે અને જે ૧૬ વર્ષ થયાં સમગ્ર જૈન કોમમાં ઐક્યતા અને ઉન્નતિ થવા માટે પ્રયાસ કરી રહ્યું છે તેની વાર્ષિક બેઠક પણ આ પ્રસંગે ભારે ઉત્સાહથી એમ્પાયર થીએટરમાં તા. ૩૦-૩૧ મીએ ભરવામાં આવી હતી, જે પ્રસંગે મુંબાઇના ત્રણે ફિરકાના ભાઇઓની બનેલી સ્વાગત કમીટીએ સારી ગોઠવણ કરી હતી અને એ બેઠકનો લાભ ત્રણે ફિરકાના લગભગ ૨૦૦૦ જૈનોએ લીધો હતો. તા. ૩૦મીની પ્રથમ બેઠકમાં સ્વાગત કમીટીના પ્રમુખ **શ્રીયુત મકનજી જુઠાભાઈ મ્હેતા બી. એ.** બેરીસ્ટર એટ-લોએ આવકાર આપનારૂં ભાષણ કર્યું હતું જેમાં જૈનોની આગલી જાહોજલાલી તથા ૨૦-૨૫ વર્ષમાં થએલા દાનવીરોની દાનપદ્ધતિનું દિગ્દર્શન કરાવી મુંબાઇની સર્વે જૈન સંસ્થાઓ શું શું કાર્ય કરી રહેલી છે તથા જૈનકોમમાં સંપ થવા માટે હાલ કેવા કેવા ઉપાયો યોજવાની જરૂર છે તે વિષે ( વિસ્તારમાં ) અસરકારક વિવેચન કરવા પછી શા. મોતીચંદ ગીરધર કાપડીયા સોલીસીટરની દરખાસ્ત અને શેઠ તારાચંદ નવલચંદ ઝવેરીના ટેકાથી **પ્રોફેસર ખુશાલભાઇ તલકચંદ શાહ** બેરિસ્ટર એટ લોને પ્રમુખસ્થાન અપાયું હતું અને ખુશાલભાઇએ પોતાનું લંબાણ ભાષણ અંગ્રેજી ભાષામાં કર્યું હતું. જેનો કેટલોક ભાગ પં. લાલને ગુજરાતીમાં કહી બતાવ્યો હતો બાદ જુગમંદરલાલ જૈની એમ૦ એ૦; બેરીસ્ટર એટ-લો તથા બાબૂ અજીતપ્રસાદજી એમ૦ એ૦ એલ૦ એલ૦ બી૦ લખનૌર નિવાસીએ અસરકારક ભાષામાં મંડળનો રિપોર્ટ વાંચી મંડળના કાર્યથી સર્વેને વાકેફ કર્યા હતા અને ૩૦-૩૫ ગ્રહસ્થોની સબજેક્ટ કમીટી નીમાઇ પ્રથમ બેઠક સાંજે ૫॥ વાગતે વિસર્જન થઇ હતી. રાત્રે હીરાબાગમાં સબજેક્ટ કમીટીની બેઠક ૮ થી ૧ વાગતા સુધી મળી હતી અને ભારે રસાકસી પછી ૯ ઠરાવો નક્કી કરવામાં આવ્યા હતા જ્યારે એક બે ઘણાજ મહત્વના ઠરાવો તો પડતા મુકવામાં આવ્યા હતા.!!!

બીજી બેઠક તા. ૩૧મીએ બપોરે ૧૧॥ થી ૪ સુધી મળી હતી, જેમાં લગભગ ૧૦૦૦ની સંખ્યા હાજર હતી અને નીચેના ઠરાવો અંગ્રેજી, ગુજરાતી, અને હિંદી ભાષાઓમાં વિવેચનો સહિત પસાર કરવામાં આવ્યા હતા.

ઠરાવ ૧લો—આ મંડળ બ્રીટીશ સરકાર અને તાજ તરફ પોતાની ઉંડી **વફાદારી** જાહેર કરે છે. પ્રમુખ તરફથી.

ઠરાવ ૨જો—આ મંડળ હાલની યુરોપની મહાભારત લડાઇમાં બ્રીટીશ સરકાર અને **મિત્રરાજ્યોની** ફતેહ થાય અને સુલેહનો રસ્તો જલ્દીથી આવે એવું ઇચ્છે છે. પ્રમુખ તરફથી.

ઠરાવ ૩જો—આ મંડળ જૈન કોમના મર્હૂમ આગેવાનો **દાનવીર જૈનકુલભૂષણ**

શેઠ માણેકચંદ હીરાચંદ ઝવેરી જે. પી., શેઠ હેમચંદ અમરચંદ, રાય શેઠ ચાંદમલજી અજમેર, શેઠ લખમશી નપ્પુ, બાબૂ ધન્નુલાલ અગ્રવાળ એટર્ની કલકત્તા, શેઠ ગોકળદાસ રાજપાળ ગોરખી અને શેઠ અમરચંદજી પીતળીયા રતલામના મૃત્યુ માટે અત્યંત ખેદ પ્રદર્શિત કરે છે અને મર્હૂમોના કુટુંબો ઉપર આવી પડેલી આફત માટે દિલસોજી જાહેર કરે છે. પ્રમુખ તરફથી.

ઠરાવ ૪થો—આ સભા ઠરાવ કરે છે કે હવે વખત આવી પહોંચ્યો છે કે જૈન કોમમાં બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ, વેશ્યાનૃત્ય, આતશબાજી, ફુલવાડી, હદપારના જમણો, રડવા કુટવાનો રિવાજ વગેરે જે બુરા રિવાજો જડ ઘાલી બેઠેલા છે તે દૂર કરવાના ઉપાયો યોજવા અને સઘળા જરૂરી સામાજિક સુધારાને ઉત્તેજન આપવું. દરખાસ્ત મી૦ કેશરજી મકનજી દોશી. ટેકો—શ્રી. ચીનજી દેવશી, અને મી૦ નથમલજી ચોરડીયા.

ઠરાવ ૫મો—આ સભા ઠરાવ કરે છે કે આપણી કોમમાંથી અજ્ઞાનતા દૂર કરવી અને તે માટે ઓલ-ઇંડિયા-જૈન-એસોશીએશને કોમની કેળવણીને લગતી હાલતો મળથી ગણવા કરવા તે માટેના ઉપાયો યોજવા અને ખાસ સગવડો મેળવવા માટે નામદાર સરકારને અને બીજા મંડળોને જરૂર પડે મળવા માટે કેળવાયેલા આગેવાનોની કોન્ફરન્સ (જૈન એજ્યુકેશનલ કોન્ફરન્સ) બોલાવવી. દરખાસ્ત—મી૦ મણીલાલ એમ. દલાલી એમ. એ. એલ એલ. બી. ઇત્યાદિ. ટેકો—પં. લાલન અને જૈન મહિલારત્ન બીબી મગનબાઈ.

ઠરાવ ૬ ઠ્ઠો—આ સભા ઠરાવ કરે છે કે કેળવણીના અંગે બીજા રિપોર્ટોમાં જૈનોની સંખ્યાનું કોલમ જુદું પાડવાને હિંદુસ્તાનની સરકારને અરજ કરવી. દરખાસ્ત. મી૦ હીરાચંદ લીલાધર ઝવેરી એમ. આર. એ. એસ., ટેકો—મી૦ સાકેરચંદ માણેકચંદ ધડીયાલી.

ઠરાવ ૭ મો—જૈનોની ઘટતી જતી સંખ્યા માટે આ સભા ખેદ જાહેર કરે છે અને આ સ્થીતિ શાથી ઉત્પન્ન થાય છે તેની તપાસ કરવાને પં. નાથુરામજી પ્રેમી, મી૦ વીરચંદ ચોકસી, મી૦ માણેકચંદ કોચર અને બાબૂ દયાચંદ્ર ગોયલીયની કમીટી નીમે છે જેઓ સંખ્યા ઘટવાના કારણો દર્શાવનારો પોતાનો રિપોર્ટ રજુ કરે. દરખાસ્ત—બાબૂ દયાચંદ્ર ગોયલીય જૈન બી. એ. લખનૌ. ટેકો—જૈનધર્મભૂષણ બ્ર. શીતલપ્રસાદજી.

ઠરાવ ૮ મો—આ સભા ઠરાવ કરે છે કે અંધારામાં રહેલું જૈન સાહિત્ય છપાવવા માટે તુરત પગલાં લેવાં અને આ માટે કુમાર દેવેન્દ્રપ્રસાદજી જે કાર્ય કરી રહેલાં છે તેની તારીફ કરે છે. દરખાસ્ત—મી૦ મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એલ. એલ. બી. ટેકો પં. ગિરિધર શર્મા અને બાબુ અજીતપ્રસાદજી લખનૌ.

ઠરાવ ૯મો—આ સભા ઠરાવ કરે છે કે જૈનોના ત્રણે ફિરકામાં એકસંપ થાય તે માટે પ્રયત્નો કરવાને અને તે બાબતમાં આડે આવતી કેટલીક બાબતો જેવી કે તકરારી સાહિત્ય વગેરે પ્રકટ થતું અટકાવવાની જરૂર છે તથા ત્રણે ફિરકાના વાંધાઓ પતાવવાને એક લવાદ કમીટીની જરૂર છે. દરખાસ્ત—પં. લાલન. ટેકો નથમલજી ચોરડીયા, મગનચંદ કસનદાસ કાપડીયા. સુરત અને બ્ર. જૂ. ચેતનદાસજી સહારનપુર.

ઉપલા ઠરાવો થયા પછી બાબૂ અજીત-પ્રસાદજીએ આવતી સભા લખનોરમાં કોંગ્રેસ પ્રસંગે બોલાવવાનું આમંત્રણ કર્યું હતું જે સ્વીકારવામાં આવ્યું હતું અને પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત કરી. લલ્લુભાઇ પ્રેમાનંદદાસ એલ. સી. ઇ. એ મુકતાં તેને મી. લક્ષ્મીચંદજી ખોખાણીએ ટેકો આપતાં ખુલાસો કર્યો હતો કે પ્રમુખ સાહેબનું ભાષણ જે મુંબાઇ સમાચાર માં પ્રકટ થયું છે તેમાં સાધુ સંબંધીની ટીકાનો જે ફકરો છપાયો છે તે અનુવાદ બરાબર થયેલો નથી અને પ્રમુખે અમુક સાધુઓ સંબંધી જ ટીકા કરી હતી અને નહીં કે સમગ્ર સાધુવર્ગ માટે. કેટલાક બંધુઓમાં આ બાબત ગેરસમજ ફેલાયલી છે તે દૂર કરશો વગેરે. એ પછી પ્રમુખે ઘટતા શબ્દોમાં સર્વેનો ઉપકાર માની પોતાના સ્વતંત્ર વિચારના ભાષણથી કોઇનું મન દુખાયું હોય તો તે માટે સર્વેની ક્ષમા ચાહી હતી અને મંડળનું કાર્ય પુરૂ થવાની તૈયારી હતી એટલામાં લોકમાન્ય દેશભકત મહાત્મા **મોહનલાલ કરમચંદ ગાંધી** સાદા ડ્રેસમાં સભામાં પધાર્યા હતા જેમને ભારે હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યા હતા અને એ પછી આ સભા વિસર્જન થઇ હતી અને તરતજ ત્યાં જીવદયાને લગતી ગંજાવર સભા ઑ. પં. મદનમોહન માળવીયાના પ્રમુખપણા નીચે થઇ હતી જેમાં 'બોમ્બે ક્રોનીકલ'ના સંપાદક મી. બી. જી. હોર્નીમેને જીવદયા સંબંધી ઇંગ્લિશમાં અસરકારક ભાષણ આપ્યું હતું તેમજ પં. વિષ્ણુ દિગંબર, પં. લાલન, પં. ડૅા. પરસરામ શર્મા, શેઠ લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી, સર ભાલચંદ્ર કૃષ્ણા વગેરેનાં વિવેચનો થયાં હતાં. આ પ્રસંગે પારસીઓ, હિંદુઓ, જૈનો વગેરેની ભારે સંખ્યાએ લાભ લીધો હતો.






**શ્રી ગજપંથાજીમાં કોન્ફરંસની બેઠક:**—આપણી મુંબાઇ દિ. જૈન પ્રાંતિક કોન્ફરંસ પાલીતાણાની બેઠક પછી ગત વર્ષે મળી નહોતી જેથી આ વર્ષે કયે સ્થળે મેળવવી તે માટે વિચાર કરવાને મેનેજીંગ કમીટીની એક સભા ગઇ તા૦ ૨૯મીએ મુંબાઇમાં હીરાબાગમાં શેઠ નવલચંદ હીરાચંદ ઝવેરીના પ્રમુખપણા નીચે મળી હતી જેમાં આ વર્ષે કોન્ફરંસની બેઠક **સિદ્ધક્ષેત્ર શ્રી ગજપંથાજીમાં** વાર્ષિક મેળા પ્રસંગે **માહા સુદ ૧૨-૧૪-૧૫** તા. ૧૫-૧૭-૧૮ ફેબ્રુઆરીએ સભા તરફથી મેળવવાનો સર્વાનુમતે ઠરાવ થયો હતો તથા ખર્ચ માટે રૂ. ૧૩૦૦) નું બજેટ પસાર થયું હતું, તેમજ કોન્ફરંસ માટે એક સ્વાગતકારિણી કમીટી મુંબાઇ, સોલાપુર, બારામતી, સુરત, નાસિક, ચાંદવડ, પરંઢા, આળંદ, ધારાસીવ વગેરે સ્થળોના આશરે ૨૫ ગ્રહસ્થોની નીમવામાં આવી હતી, જેમાં પ્રમુખ શેઠ નવલચંદ હીરાચંદ ઝવેરી અને સેક્રેટરીઓ તરીકે બાબૂ માણેકચંદજી બૈનાડા તથા આ. સેક્રેટરી તરીકે શેઠ પાનાચંદ રામચંદ અને શા. હીરાલાલ જયચંદ નીમાયા હતા. વળી કોન્ફરંસના **પ્રમુખ** માટે શેઠ સુખાનંદજી મુંબાઇ, રાયબહાદુર દાનવીર શેઠ કલ્યાણમલજી ઇંદોર, શેઠ રામચંદ મલુકચંદ બારામતી, શેઠ રોડમલ મેઘરાજ સુસારી અને શેઠ માણેકચંદ મોતીચંદજી (આળંદ) ને ક્રમવાર પૂછાવીને જેઓ સ્વીકારતા કરે, તેમને નીમવાનો ઠરાવ થયો હતો, પણ નાસિક તથા ગજપંથાજીની આસપાસ હાલ પ્લેગ ચાલે છે જે માહા સુદ ૧૩ સુધી શાંત થાય એમ લાગતું નથી, તેથી ગજપંથાજીના

प्रबंधकर्ता शेठ रावजी नानचंद वगेरे सथे मसलत चलावतां, कोन्फरन्सनी बेठक म.हा मासमां नहि पण चैत्र सुद ५-६-७-८ उपर मेळववानुं नक्की थयुं छे.

देहलीमें रथोत्सव-ता. २३-१२-१९ को देहलीमें वार्षिक जैन रथोत्सव बड़ी धूमधामसे नीकाला गया था जिसमें भजन मंडली विद्यालय और पाठशालाओंके छात्रोंने भिन्न २ भजन किये थे और सरकारी इंतजाम भी अच्छा था।

तीर्थोंना फोटाओः—लगभग बधा तिर्थोना फोटाओ द्वा. हीराचंद मलुकचंद दोशी (सोलापुर) पोतानी यात्रा दर्म्यान पाडी लाव्या छे अने तेनी दरेकनी कि. मात्र आठ आना छे माटे जेमने जे तीर्थना फोटानी जरुर होय, ते तेमणे सोलापुरथी मंगाववा.

आगरामें वार्षिकोत्सव और केशलोंचः—श्री जैनकुमारसभा मोती कटरा आगराका प्रथम वार्षिकोत्सव बड़ी धूमधामसे ता. ५-६-७ डिसम्बरको बड़े जैन मंदिरमें हुआ था। जिसमें बाहरसे स्या. वा.न्या. पं.गोपालदासजी बरैया, न्या. पं. माणिकनन्दजी, कुंवर दिग्विजयसिंहजी, बाबू चंद्रसेनजी वैद्य, पं. देवकीनंदनजी आदि विद्वान पधारे थे और अनेक विषयोंपर उत्तमोत्तम व्याख्यान हुए. और दो दिन शंकासमाधान भी हुआ था और ता.७ को दि. जैन बोर्डिंग हाउसमें श्रीमान् त्यागी ऐलक पन्नालालजीका केशलोंच महोत्सव भी बड़े समारोहके साथ हुआ था।

शोकजनक मृत्यु अने रु. १५००)नुं अनुकरणीय दानः—घोघानिवासी शा. डाकरशी नथुभाइ कार्तक वद ३ ने दिने भावनगरमां मृत्यु पाम्या छे जेमनी पाछळ शुभ खाते वापरवा तेमना पुत्र छगनलालभाइए रु. १५००)नी रकम काढी छे, जेनी व्यवस्था नीचे मुजब थनार छेः—

१७५) गरीबोने अनाज, कपडां तथा जानवरो माटे घास, अनाज वगेरे; १२५) मृत्यु तिथिए जीव छोडाववा तथा घोघामां माछीनी जाळ बंध रखाववा माटे; २७५) भावनगरना देहेरासरमां इंद्रध्वजनी गाडी अने तोरण माटे; ५०) अभिषेक, पूजन, प्रभावना माटे; १००) भावनगरमां विद्यानंदीना पगलांना जीर्णोद्धार माटे, २०) पाठशाळाना विद्यार्थीओने इनाम माटे, १००) घोघाना देहेरासरना जीर्णोद्धार माटे, आशरे रु. १२५) "दिगंबर जैन"ना ग्राहकोने एक पुस्तक भेट वेंचवा माटे; १५५) ऋषभब्रह्मचर्याश्रम, स्या. महाविद्यालय काशी, दिल्ली जैन अनाथाश्रम, मुरादाबाद श्राविकाश्रम, मुंबाइ श्राविकाश्रम, मथुरा महाविद्यालय, अमदावाद दि. जैन बोर्डिंग, जैन सिद्धांत विद्यालय मोरेना, अमदावादनी व्हेरांमुंग नी शाळा वगेरे संस्थाओमां; आ मुजब आ दाननी व्यवस्था थइ रहेली छे. एक साधारण स्थितिवाळाए दानमां आवी सारी रकम काढी तेनो जुदी जुदी रीते उपयोग करवानी जे व्यवस्था करी छे, ते बीजा श्रीमानोए अनुकरण करवा योग्य छे एटले मृत्यु निमित्ते नीकळती रकमनो उपयोग विद्यादान, शास्त्रदान, जीवदया अने जीर्णोद्धारमांज विशेषे करीने थवो जोइए, जेथी मरनारनुं नाम अमर रहेवा उपरांत दानना पण लाभो थइ शकशे.

**विमानोत्सव होगा**—छबड़ागुगौरमें पौष वदि १० ता. २१ जनवरी को बडे समारोहके साथ विमानोत्सव होनेवाला है।

**मदद मळी**—मुंबाई श्राविकाश्रमने नवेंबर मासमां रु. २१४। ०॥नी मदद मळी हती जेमां रु. १००) श्रीमती मूळदेवीबाई बेलगामवाळाना हता.

**तेरहद्वीपपूजन और केशलौंच**—सुनारा (झालरापाटन) में कार्तिक मासमें १२ दिनतक तेरहद्वीपपूजनविधान बड़े समारोहके साथ हुआथा और इसी अवसर पर निग्रन्थ मुनि श्री चंद्रसागरजी महाराजका केशलौंच भी हुआथा जिसमें १९०० यात्रिगण उपस्थित थे। दो सभामें पं. गिरिधर शर्माने गृहस्थधर्म और श्रावकधर्म पर व्याख्यान दियाथा। जलयात्राका उत्सव भी हुआ और जैनकुमारसभाका दूसरा दौरा भी सफलतापूर्वक हुआथा और औषधालयको रु. ७३)= की सहायता मिली थी।

**पांच नहीं पंद्रह हजार दिये**—हमने जो अंक १२ में पं. पन्नालालजी के दौरे पर संदेह कियाथा कि सेठ हरिभाई देवकरणवालोंने भारतीयजैनसिद्धांतप्रकाशिनीसंस्थाको पांच हजार रु. दिये हैं या अधिक सो पं. पन्नालालजी के पत्रसे ज्ञात हुआ कि सेठजीने पांच नहीं १५ हजार रु. दिये हैं। इसके लिये सेठजीको हम कोटिशः धन्यवाद देते हैं कि—और २ दानी महाशयोंने जो उदारता दिखाई है और रथयात्रा, मेला, प्रतिष्ठा, पाठशाला, बोर्डिंग आदि धर्मसंस्थाओंमें दिखाई है उन सबकी मूलभूत इस संस्थाको इस प्रकार उदारता दिखाकर दृढ करके उनके परम संस्थापक व संरक्षक बनना बहुत ही उत्तम उनके पदस्थानुसार हुआ है। और ऐसे ही दानवीरोंकी आजकल आवश्यकता है।

**अध्यापिकाकी जरुरत**—श्री कंचनबाई श्राविकाश्रम इन्दौरके लिये २ हिन्दी अध्यापिका (२०) से ३०) तक मासिक वेतनकी) और धर्मशिक्षा देनेके लिये हेड पाठिका (वेतन ३०) से ३५) तक) की जरूरत है। पत्रव्यवहारका पता—हजारीलाल जैन, मंत्री, रा. ब. दानवीर सेठ हुकमचंदजी दि. जैन पारमार्थिक संस्थायें, इन्दौर।

**ईनामनो मेळावडो**:—ईडरनी माणेकबाई दि. जैन पाठशाळामां ईनाम वेंचवानो मेळावडो गत मासमां वकील देवचंद लीलाचंदना प्रमुखपणा नीचे थयो हतो, जेमां वंचायला रिपोर्टथी जणाय छे के १८ विद्यार्थीओ, ५ बाईओ तथा २२ बाळकीओ एनो लाभ लई रहेला छे अने द्रव्यसंग्रह, रत्नकरंडश्रावकाचार, पंचमंगळ सार्थ, दर्शन पाठ, आलोचनापाठ, छःढाळा वगेरेनुं शिक्षण अपाय छे. आ प्रसंगे विद्यार्थीओए 'उन्नति' उपर संवाद भजव्यो हतो तथा मास्तर नाथालाल तथा मणीलाले पण योग्य विवेचन करता पछी विद्यार्थीओने पाठशाळा तरफथी फेंटा, साडीओ वगेरे रु. ३४)नुं ईनाम वेंचायुं

હતું. આ પાઠશાળાનું કાર્ય નિયમિત ચાલ્યા કરે છે એ અતિ આનંદની બીના છે, અને આ પાઠશાળાને ઇડરના ભાઇઓ દરેક રીતે વખતોવખત યોગ્ય મદદ પહોંચાડતા રહે, તો ભવિષ્યમાં આ પાઠશાળા આથી પણ વધુ ઉન્નતિ કરી શકે.

**पीपरा** (सागर) में पं. बाबू खूबचंदजी के उपदेशसे कई भाइयोंने अनेक प्रकारके व्रतनियम लिये हैं। इयरका सिखरबंद मंदिर छ वर्ष हुए विनाकलश है इसलिए आगामी माघ मासमें नाइक अडकूलाल व मोदी मुंजीलालजी आदि पंचगणोंने कलशाभिषेक करनेकी प्रतिज्ञा की है।

**नुक्तेके समय सभा**—चोली (निमाड) में सेठ केशवसाह माणिकसाहकी माताके नुक्तेके समय एक खास सभा की गईथी जिसमें खंडवा, सनावद, मंडलेश्वर, महेश्वर आदि पचासों गांवके पोरवाड जैन एकत्रित हुए थे और जव्हरचंदजी, चौधरी केशवसाहजी तथा रूपचंदजी का "जातिहितचिन्ता" पर और सुप्रसिद्ध कवि—वक्ता श्री लक्ष्मणाचार्य वाणीभूषणजीका स्त्रीशिक्षाके विषयमें बहुतही महत्वशाली व्याख्यान हुआ था। और चोलीके मंदिरके जीर्णोद्धारके लिये ५००) रु. का चंदा हुआ था।

**दहीगांवका मेला**:—दहीगांवमें कार्तिक मासमें वार्षिक मेला हुआथा जिसमें नातेपुता, फलटण, बमणेद आदिकी भजनमंडलियें पांच दिन तक आईथीं और दो हजार आदमी एकत्रित हुए थे और ब्र. महावीरप्रसादजीका 'वस्तु स्वरूप' और ब्र. पार्श्वसागरजीका 'विद्या दान' के विषयमें व्याख्यान हुआथा जिससे कुंथलगीरीकी पाठशालाको २९०) रुपयेकी सहायता मिली थी।

**मंदिरप्रतिष्ठा**—झज्झर (रोहतक) में पौष सुदि १२ से १५ तक ढाईद्वीपपूजनविधान रथयात्रा उत्सव आदि सहित नवीन मंदिरकी प्रतिष्ठा होनेवाली है। यह स्थान बहादुरगढ़से २० मैल और रोहतक स्टेशनसे १६ मैल पर है।

**बड़वाणीका मेला**:—हर वर्षकी भांति इस सिद्धक्षेत्रमें पौष सुदि ८ से १५ तक वार्षिक मेला होनेवाला है। यह स्थानपर मउ Mhow स्टेशनसे जाया जाना है। सडक पक्की है।

**हस्तीनापुरका मेला**:-इस क्षेत्रमें कार्तिक मासमें वार्षिक मेलेके समय 'श्री ऋषभब्रह्मचर्याश्रम' का वार्षिक उत्सव बड़े समारोहके साथ हुआथा जिसमें कुल ७ सभाओंमें पं. माणिकचंदजी, कुंवर दिग्विजयसिंहजी, बाबू दयाचंदजी, ब.बू. जुगलकिशोरजी, ब्र. शीतलप्रसादजी आदिके अनेक व्याख्यान हुए थे। ब्रह्मचर्याश्रममें इस समय ६८ छात्र पढ़ रहे हैं और गतवर्ष रु. १२०००) खर्च पड़ाथा और इस वर्ष १०० छात्रोंके लिये २१,०००) रु.

का बजट तजवीज हुआ है। इस मेलेमें करीब १५०० ) रु. की सहायता आश्रमको मिलीथी। लाला जम्बूप्रसादजी सहारनपुरवालोंने आकर ब्रह्मचर्याश्रमको धर्मशालासे निकालदेनेके लिये बड़ा भारी दंगा और हुल्लड मचाया था !! और अधिष्ठाता बाबू गेंदनलालजीको बहुत कुछ चोट लगीथी परंतु साहू जुगमंदरदासजी, लाला जग्गीमलजी आदिने सबको शांत करदिया था जिससे ज्यादे विघ्न उपस्थित नहीं हुआ और आश्रमको भी धर्मशालासे नहीं हठाया गया। बड़े अफसोसकी बात है कि लाला जम्बूप्रसादजी (महसभाके महामंत्री!) ने विना प्रयोजन ही आश्रमके कार्यको नष्टभ्रष्ट करनेका बीड़ा उठाया था जो किसी प्रकारसे उचित न था!

**ग्राहक नंबर**—"दिगंबर जैन" की ग्राहक संख्या दिनोंदिन बढ़ रही है इस लिये पत्रव्यवहार करते समय हरएक ग्राहकको अपना ग्राहक नंबर अवश्य लिखना चाहिए।

**एक स्त्रीरत्नका वियोग**—लखनऊ निवासी श्रीमती विदुषी पार्वतीबाईजीका देहांत मेरठमें हो गया! आप कई वर्षोंसे जैनस्त्रीसमाजमें शिक्षाके प्रचारका कार्य कर रहीथीं और आपके उपदेशसे अनेक श्राविकायें और विधवाओंके जीवन सुधरे हैं। आपके पास १८०० ) रु. की आजिविका थी जिसका ट्रस्टडीड किया है जिसका व्याज स्त्रीशिक्षा और औषधिदानमें लगाया जायगा। मेरठकी स्त्रीसमाजने आपके नामका स्मारक फंड खोला है। बम्बई श्राविकाश्रमसेभी १५) रु. स्मारक फंडमें भेजा गया है।

**शिखरजीके यात्रियोंको सुभीता:**—श्री सम्मेद शिखरजी जानेके लिये इसरी स्टेशनसे पोस्ट पारसनाथ (चिरकी) तक मोटोरकारका इंतजाम हुआ है। यहाँसे मधुवन सिर्फ डेढ मैल ही रहजाता है। मोटोरमें २५-३० आदमी सामान साथ बैठ सकते हैं और एक कलाकमें मधुवन पहुंचती है। किराया १॥)- २॥) और ४) तीन प्रकारसे है।

**"खंडेलवालकुलभूषण" का पद मिला**-श्री कचनेरजीके मेलेमें खंडेलवालपंचमहा सभाका वार्षिकोत्सव हुआ था जिसमें श्रीमान पं. पन्नालालजी कासलीवालको 'खंडेलवालकुलभूषण' का पद प्रदान किया गया है।

**जैनसाहित्यका प्रदर्शन**—कलकत्तेमें रथयात्रा उत्सव के समय बेलगछीया जैन मंदिरमें प्राचीन जैनसाहित्यका एक प्रदर्शन ता० २७-२८ नवम्बर को बताया गया था जिसमें जैनसिद्धांतभवन-आरासे कुमार देवेन्द्रप्रसादजीने बहुतही प्राचीन जैनसाहित्य लाकर रखा था।

**ऐलक हुए**—श्रीमान क्षुल्लक गौरीलालजीने केकड़ीमें उत्सवके समय ऐलक पद्वी धारण की है। यहां के भंडारमें २०० प्राचीन शास्त्र हैं जो जीर्णशीर्ण हो रहे हैं उनकी संभालकी बड़ी आवश्यकता है।

**विद्यालयका वार्षिकोत्सवः**—श्री जैनसिद्धांतविद्यालय (मुरेना) का पंचम वार्षिकोत्सव माघ सुदी ५–६ तदनुसार ता. ८–९ फरवरीके दिन बड़े समारोहके साथ होगा। सब भाईयोंको अवश्य पधारना चाहिए।

**उपहार कब मिलेंगे**—इस वर्षके ग्राहकोंको २)–३) के मूल्यकी ७ पुस्तकें उपहारमें मिलेंगी, जो तैयार होनेपर क्रमशः भेजी जायंगी। ग्राहकगण! धैर्य रखिए।

ઐલક પન્નાલાલજી જૈન પાઠશાળા (સોલાપુર) નો ૩ જો વાર્ષિક મેળાવડો શ. પાયસાગર ઉગારકરના પ્રમુખપણા નીચે તા૦ ૨૪-૧૦-૧૫ને દિને થયો હતો, જેમાં ઘ મરાઠી ભાષાના અને બાળવિવાહ ઉપર સંસ્કૃત ભાષામાં એક સંવાદ વિદ્યાર્થીઓએ બજવી બતાવ્યો હતો તથા રિપોર્ટ વગેરે ઇનામો વંચાયા હતા જે વખતે ગૌતમચંદ જયચંદજી નીમાણકરે ૨૦૦) મદદ આપી હતી.

**"दिगंबर जैन"को सहायता**—१) जैनकुमारसभा झालरापाटन कैम्पकी तरफसे; २) छोटेलाल जैन अंबालाकी तरफसे पुत्र-लग्नकी खुशीमें, ११) होनासा रामासा सीरपुरकी तरफसे मातुश्री सोनाबाईके स्मरणार्थ और १) गुलाबचंदजी श्यामलालजी जयपुरवालोंकी तरफसे पुत्री विवाहकी खुशीमें गोकुलचंद सोगानीकी मार्फत "दिगंबर जैन" को सहायतार्थ मिला है सो साभार स्वीकार किया जाता है।

ઉપદેશનું ફળ—વાસણાનીપરી (સાદરા) માં પં. પીતાંબરદાસજી ઉપદેશકના પ્રયાસથી ત્યાં ઘર દેરાસર કરવા માટે રૂ. ૨૦૧) ની ટીપ થઇ છે. ત્યાં દશાહુમડભાઈઓનાં ૭ ઘર છે. પણ મંદિર નથી, જેથી ઘર દેરાસર તાકીદે કરવાની જરૂર છે.

## काशीमें वार्षिकोत्सव।

"श्री स्याद्वाद महाविद्यालय"का ग्यारहवां वार्षिकोत्सव ता. २–३ फर्वरी सन् १९१६ को श्रीयुक्त पंडीतराज कविसम्राट् महामहोपाध्याय यादवेश्वरजी तर्करत्नके सभापतित्वमें खूब धूमधामके साथ होगा। उसी समय ता. ४ फर्वरीसे विश्वविद्यालयके मुहूर्तका महोत्सव भी बड़े समारोहके साथ होनेवाला है। श्रीमान वाइसराय (बड़े लाट) महोदय अपने हाथसे विश्वविद्यालयकी नीव रक्खेंगे। और सैंकड़ों राजा, महाराजा उस समय पधारेंगे। इस कारण विद्यालयके महोत्सवमें पधारनेवाले महाशयोंको विश्वविद्यालयका समारोह देखनेका भी एक अच्छा अवसर प्राप्त होगा। तीसरे बनारससे सम्मेदशिखरजी भी बहुत निकट पड़ते हैं। इस लिये थोड़े खर्च में शिखरजीकी यात्राका भी असीम लाभ हो सकता है। सर्व सज्जन महाशयोंसे निवेदन है कि उक्त समयको हाथसे न जाने देवें।

सूचना—आनेवाले महाशयोंको काशी स्टेशनपर उतरकर मैदागिनमें बाबू बिहारीलालजीकी धर्मशालामें उतरना चाहिये। और विशेष व्यवस्थाके लिये-सुपरिन्टेन्डेन्ट स्याद्वाद महाविद्यालयको सूचना देना चाहिये।

ब्र. शीतलप्रसाद, अधिष्ठाता।

पं. उमरावसिंह, सुपरिन्टेन्डेन्ट।

 इस वर्षके ग्राहकोंको २)-३) की ७ पुस्तकें उपहारमें मिलेंगी। 

॥ श्रीवीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रगट थतुं मासिक

# दिगंबर जैन.

# THE DIGAMBAR JAIN.

युतं मुलेखै र्विविधैश्चचित्रै, र्दिगंबरजैन मिदं सुपत्रम् ।
प्रभो ! महावीर ! ! तव प्रभावात्, समुन्नतिमातनोतु ॥

| वर्ष ९ मुं. | वीर संवत २४४२. माघ विक्रम सं. १९७२ | अंक ४ थो. |
|---|---|---|



**दि. जैन प्रांतिक कोन्फरंस**

गया अंकमां आपेल समाचारथी वांचकोने जणायुं हशेज के आपणी मुंबाई दिगंबर जैन प्रांतिक कोन्फरंसनी बेठक गत वर्षे आमंत्रणनी गेरहाजरीमां खाली जवा पछी आ वर्षे खास कोन्फरंस तरफथी सिद्धक्षेत्र श्री **गजपंथाजी ( नासिक )** मां वार्षिक मेळा प्रसंगे चैत्र सुदी ५-६-७ उपर मळनार छे, जे माटेनी रिसेप्शन कमीटी नीमाई चुकी छे तथा अनेक प्रकारनी गोठवणी चाली रहेली छे. आ श्री गजपंथाजी तीर्थ उपर कोन्फरंस थवाने लगभग ९ वर्ष थई गयां छे अने ते समये आ कोन्फरंसनो लाभ गुजरातना भाईओए नहिं जेवोज लीधो हतो; केमके " जैनमित्र " नो विशेष प्रचार गुजरातमां न होवाथी घणा भाईओ आपणी *कोन्फरंसथी अजाण्या हता, पण "दिगंबर जैन"* ( आ पत्र ) नो जन्म थया पछी गुजरातना भाईओ आपणी कोन्फरंस अने तेनां कार्योथी सारी रीते जाणीता थया छे, जे **पावागढ, तारंगा, पालीताणा** वगेरे स्थळे भरायली कोन्फरंसनी बेठकोमां गुजरातना भाईओनी पुष्कळ हाजरी अने मळेली मददो उपरथी खास जणाई आवे छे. एटलुं तो नक्कीज छे के आ कोन्फरंसथी मुंबाई इलाकाना दि. जैनोमां **धर्मजागृति** घणी थवा पामी छे अने ए प्रवाह पूर्ण उत्साहथी चालु रहे, तो भविष्यमां आ कोन्फरंस कंई अवनवां कार्योज करी बतावशे एवी संपूर्ण आशा छे. गजपंथाजीपर कोन्फरंस मळवाने मात्र बे महिनाज बाकी रहेला छे, माटे ए प्रसंगनो लाभ लेवाने गुजरातना भाईओए पावागढ तथा पालीताणानी माफक मोटी संख्यामां खास तैयार थवुं जोईए. आ सिद्धक्षेत्र

नासिकथी मात्र पांच माईल उपर छे, तेमज मांगीतुंगीजी तीर्थ पण पासेज आवेलुं छे; जेथी गजपंथाजीनी साथे मांगीतुंगीनी यात्रानो पण लाभ मळी शकशे.



**माणेकचंदजी ग्रंथमाळा.**

गुजरातना दिगंबर जैनोमां धर्मजाग्रति फेलावनार अने आखा हिंदना दि. जैनोनी उन्नति माटे अहर्निश तन, मन, धनथी अटूट प्रयास करनार स्वर्गीय वीरवर दानवीर जैनकुलभूषण सेठ माणेकचंदजीनुं नाम अमर राखवाने माटे मुंबाईमां जे स्मारक फंड खोलायुं हतुं तेमां मात्र चार हजार रुपीआ भराया हता, जेमांथी एक संस्कृत ग्रन्थमाळा सेठ माणेकचन्दजीना नामथी प्रकट करवानुं नक्की थयुं हतुं, ते मुजब आ ग्रन्थमाळाना बे संस्कृत ग्रंथो नामे लघियस्त्रयादि संग्रह अने सागारधर्मामृत पूर्ण प्रकट थई चुक्या छे. आपणा श्वेतांबरी भाईओमां संस्कृत पुस्तको प्रकट करवानी अनेक संस्थाओ छे अने ते द्वारा लागतनी किंमते अनेक प्राकृत-संस्कृत ग्रंथो प्रकट थया करे छे, पण आपणा दि. भाईओमां आवी एक पण संस्था न होवाथी ए खातनो प्रयास बाळब्रह्मचारी पं. पन्नालालजी बाकलीवाले उपाडेलो छे अने बीजो प्रयास आ 'माणिकचन्द ग्रंथमाळा' प्रकट करवानो मुंबाईथी थयो छे, अने तेना मंत्री तरीके "जैन हितैषी" ना विद्वान संपादक श्रीयुत् नाथुरामजी प्रेमी नीमाया छे, जेथी आ ग्रन्थमाळाने जो पुरतुं उत्तेजन मळे, तो आ संस्था द्वारा अनेक संस्कृत ग्रंथोनो उद्धार थई शकशे. वधारे उपयोगी न थवाथी संस्कृत भाषाना ग्रंथोनो खास उठाव थतो नथी, तोपण 'मूळ वगर शाखाज क्यांथी?' ए उक्ति मूजब प्रथम तो मूळ संस्कृत ग्रंथो प्रकट थवानी जरूर छे, जेथी आ ग्रंथमाळाना ग्रंथो श्रीमानोए २५-५० नी संख्यामां खरीदी लई आपणी संस्थाओ तथा मंदिरोमां मुकवा जोईए तेमज दरेक गाम के शहेरना दरेक मंदिरदीठ आ ग्रन्थमाळानी एकेक नकल खरीद करवानी तो खास आवश्यकता छे. आ बंने ग्रंथोमां एक २०० पृष्टनो अने बीजो २५० पृष्टनो छे, तेम वळी दरेक पर दानवीर सेठ माणेकचंदजीनुं आकर्षणीय चित्र पण छे, छतां एनी लागत किंमत तो मात्र छ अने सात आना छे, जेथी आवी जुज किंमते आवा अलभ्य संस्कृत ग्रंथोनो संग्रह करवाने सर्व बंधुओने खास भलामण करवामां आवे छे. मुंबाईथी तेमज सुरतथी पण मळी शके छे.



**सस्ती जैन-ग्रंथमाळा.**

गुजराती भाषामां प्रगट थयेला दि. जैन ग्रंथोनी संख्या आंगळीना वेढा उपर गणाय तेटली पण नथी, तेम गुजरातमां वांचननो शोख विशेष न होवाथी कोईपण पुस्तक जो खास वेचाण माटे प्रकट करवामां आवे छे, तो तेनी १००-२०० प्रतो खपवी पण मुश्केल पडे छे. जोके 'दिगंबर जैन' मारफते गुजरातना भाईओनी मददथी गुजराती भाषानां केटलांक डुंक पुस्तको भेट तरीके बहार पडयां छे, जेथी हवे आ दिशा तरफ गुजरातना भाईओनी प्रवृत्ति

चळती जाय छे, तोपण घणीज सस्ती किंमते गुजराती टाईपे गुजराती भाषामां अनेक पुस्तको प्रकट थवानी जरूर छे, जे माटे अमारा ज्येष्ठ बंधु जीवणलाल कसनदास कापडियाए पोतानी स्व. सौ. पत्नि जडावबाईना स्मरणार्थे रु. २००) काढी आपी एक सस्ती जैन ग्रंथमाळा प्रकट करवानी शरूआत छ महिना थयां करी आपी छे, जेथी आ सस्ती ग्रंथमाळानो प्रथम मणको चेतन-कर्म चरित्र (पृ. २२५ कि. रु. ०।) प्रकट थई चुक्यो छे अने बीजो मणको श्री यशोधरचरित्र (पृ. १९२) पंदर दिवसनी अंदर प्रकट थनार छे. आ ग्रंथमाळानुं पोस्टेज साथे वार्षिक मूल्य मात्र आठज आना राख्युं छे, जेथी आटली जूज किंमतमां दर वर्षे घेर बेठां ४०० पानानुं वांचन मळवानी उत्तम सगवड थई छे, जेथी गुजरातना दरेक बंधुने आ सस्ती जैन ग्रंथमाळाना ग्राहक थवा अमो एकवार फरीथी आग्रह करीए छिए. अमोने मात्र एक कार्ड लखवाथी आ ग्रंथमाळानो प्रथम मणको श्री चेतन-कर्म चरित्र वार्षिक मूल्यना वी. पी. थी तरतज मोकलाय छे अने बीजो मणको पण पंदर दिवसमां तैयार थये रवाना करवामां आवशे.

  

**આહારદાનનો સહેલો ઉપાય.**

એક સમય એવો હતો કે જ્યારે વિદ્યાર્થીઓને ગુરૂને ઘેરજ વિદ્યાભ્યાસ કરવા માટે રાખવામાં આવતા અને ત્યાં પણ તેઓ ભિક્ષા માંગી લાવીનેજ પોતાનું ગુજરાન કરતા હતા. જો આજે આપણે એવી વાતો કરીએ, તો ઘણાને આશ્ચર્યજ લાગશે કે એવી રીતે માંગીને પેટનું ગુજરાન કરવું અને ગુરૂને ઘેર રહીને વિદ્યાભ્યાસ કરવો, એ તો કિંચુપત લગાડનારૂં કહેવાય, પણ આમાં ઘણાજ બારીક લાભો સમાયલા હોવાથીજ આવી પ્રવૃત્તિ હતી. હાલનો સમય તદ્દન બદલાઇ ગયો છે અને એવાં ગુરૂકુળો સ્વપ્નવત્ થઇ ગયાં છે, છતાં પણ હાલ ચાર વર્ષ થયાં દિ० જૈનોમાં એક એવી ઉત્તમ સંસ્થા સ્થપાઇ છે કે જે દ્વારા અનેક વિદ્યાર્થીઓ એકજ સ્થળે સૂખચેનમાં રહી ઉત્તમ પ્રકારે વિદ્યાભ્યાસ કરી રહેલા છે. આ સંસ્થા તે શ્રી **હસ્તીનાપુર** ક્ષેત્રમાં ચાલતું **શ્રી રૂપભ બ્રહ્મચર્યાશ્રમજ** છે, જેને બ્ર० ગેંદનલાલજી, બ્ર० ભગવાનદીનજી, બ્ર० ભગીરથજી વર્ણી વગેરે સારી વ્યવસ્થાથી ચલાવી રહેલા છે, અને તેમાં વળી વિશેષ ઉત્તમ સગવડ હાલ એ થઇ છે કે જૈનધર્મભૂષણ બ્રહ્મચારીજી **શીતલપ્રસાદજી** હાલ આ સસ્થાના અધિષ્ઠાતા નિમાયા છે, જેમણે આ જંગી સંસ્થાના નિભાવ માટે એક **ઉત્તમ યોજના** પ્રકટ કરી છે, જેને સારો આવકાર મળશેજ, એમ સંપૂર્ણ આશા છે. આ બ્રહ્મચર્યાશ્રમમાં ૫ થી ૧૫ વર્ષની ઉમરના ૬૮ વિદ્યાર્થીઓ બ્રહ્મચર્ય અવસ્થામાં રહીને વિદ્યાભ્યાસ કરી રહેલા છે, જેનો માસિક ખર્ચ રૂા ૧૨૦૦) છે, છતાં સ્થાયી ફંડ ન હોવાથી વાર્ષિક, માસિક તેમજ છુટક મદદોથી આ ગંજાવર ખરચ માંડમાંડ નીભી રહેલો છે, જેથી બ્ર. શીતલપ્રસાદજીએ એવી યોજના પ્રકટ કરી છે કે બધા વિદ્યાર્થીઓનો રોજનો **ભોજન ખર્ચ રૂા. ૨૫)** છે, તો વર્ષના **૩૬૫ દિવસ માટે જો ૩૬૫ શ્રીમાનો** માત્ર પચ્ચીસ પચ્ચીસ રૂપ્યા એકેક દિવસના ભોજન ખર્ચ માટે આપે તો આ વિદ્યાર્થીઓના ભોજન માટેની ઉત્તમ ગોઠવણ થઇ શકે. આ સૂચના 'જૈન મિત્ર'માં પ્રકટ થતાંજ ૨૫ શ્રીમાનોએ આ પ્રમાણેની પચ્ચીસ પચ્ચીસ રૂા. ની મદદ આપવા કબુલ્યું છે, જે બાબતનો એક લેખ આ અંકમાં ૨૩૬મે પાને પ્રકટ કરેલો છે, તો આ પ્રમાણે **આહારદાન કરવાનો આ સેહેલો ઉપાય** છે, જેને ઉત્તેજન આપવા અમો દરેક બંધુને ખાસ આગ્રહ કરીએ છીએ. આપણે આશા રાખીશું કે ટૂંક સમયમાં ૩૬૫ દિવસ માટેની સ્વીકારતા બ્રહ્મચારી શીતલપ્રસાદજીને મળી જશેજ. આવા આહારદાન માટે એક વર્ષે માત્ર રૂ. ૨૫) ની સહાયતા આપવી એ કોઇપણ શ્રીમાનને ભારે પડે તેમ નથી.

**શુભ પ્રસંગો માટે જરૂરી સુચના.**

હાલમાં જ્યાં જોઇશું ત્યાં લગ્નસરાની શુભ મોસમ શરૂ થયેલી જણાઇ માલમ પડશે અને એક બીજાની દેખાદેખીથી તથા એક બીજાથી ચઢિયાતા થવા માટે લગ્ન પ્રસંગે ન્યાતવરાં, વરઘોડાઓ વગેરેમાં નાણાંનો પુષ્કળ વ્યય થઇ રહ્યો હશેજ. હવે આ શુભ પ્રસંગોએ જોઇતો ખર્ચ કરવાની તો જરૂરજ છે પણ સામટો ઉડાઉ ખર્ચ કમી કરી આવા શુભ પ્રસંગની ખુશાલી નિમિત્તે કંઇને કંઇ રકમ પણ વિદ્યાદાન અને શાસ્ત્રદાન માટે કાઢવાની જરૂર છે. તેમજ દરેક લગ્ન પ્રસંગે 'પુત્રીકો માતાકા ઉપદેશ' (સસુરાલ જાતે સમય) નામનું પુસ્તક ખાસ વેંચવાની જરૂર છે. નિમિત્ત વગર કંઇપણ કાર્ય થતુંજ નથી. માટે દરેક લગ્ન પ્રસંગની ખુશાલીમાં વિદ્યાદાન નિમિત્તે આપણી જાણીતી સંસ્થાઓ જેવી કે- શ્રી ૠષભ બ્રહ્મચર્યાશ્રમ-હસ્તીનાપુર, સ્યાદ્વાદ જૈન મહાવિદ્યાલય,-કાશી; જૈનસિદ્ધાંત વિદ્યાલય,-મોરેના, શ્રાવિકાશ્રમ-મુંબાઇ; મહાવિદ્યાલય-મથુરા, જૈન અનાથાશ્રમ-દિલ્હી વગેરે સંસ્થાઓ માટે કંઇ ને કંઇ રકમ જુદી કાઢી તે તરતજ મનીઓર્ડરથી મોકલી આપવી જોઇએ. તેમજ જેમનાથી બની શકે તેમણે આવા પ્રસંગની ખુશાલીમાં રૂ. ૫૦), ૧૦૦), ૨૦૦) ની રકમ શાસ્ત્રદાન માટે કાઢી તેમાંથી કોઇ નવીન પુસ્તક પ્રકટ કરાવી લગ્નની ખુશાલી તરીકે ભેટ વેંચાવવાની હાલના સમયમાં જરૂર છે. વળી લગ્ન જેવા શુભ પ્રસંગે હજુ કેટલેક સ્થળે વેશ્યાનૃત્ય, આતશબાજી, ફટાકડી વગેરેનો તથા મિથ્યાત્વ રૂઢીથી લગ્નવિધિ કરવાનો રિવાજ પણ ચાલી રહેલો છે, તેને બંધ કરી દરેક લગ્ને શાસ્ત્રોક્ત જૈનલગ્નવિધિજ થવા જોઇએ, અને આવા લગ્ન પ્રસંગે એક ઉપદેશક સભા ભરી કુરિવાજો બંધ કરવાનો ઉપદેશ અપાવો જોઇએ.

* * *

**લડાઇ અને મોંઘવારી.**

દોઢ વર્ષ થયાં જે દારૂણ રણસંગ્રામ યુરોપમાં ચાલી રહેલું છે તેમાં લાખોની સંખ્યામાં નરસંહાર અને કરોડોની સંખ્યામાં દ્રવ્યસંહાર થઇ રહેલો છે, જેની અસલ અસર આખી દુનિયાના દરેક વ્યાપાર ઉપર થઇ છે અને આ ઘોર રણસંગ્રામ વધુ લંબાશે, તો દરેક વ્યાપારની સ્થિતિ કેટલી બધી કઢંગી થઇ પડશે તે કળી શકાતું નથી. હિંદના વ્યાપાર ઉપર આ લડાઇની અસર આટલી બધી થવાનું કારણ હિંદને ખપતી લગભગ બધીજ વસ્તુઓ ઉપર પરદેશનો આધાર હાલ રાખવો પડે છે અને લડાઇને લીધે પરદેશનો માલ આવતો બંધ પડયો છે તેજ છે. જો કે અનેક કાચા પદાર્થો હિંદમાંથી પરદેશ ખાતે જઇ તેનું રૂપાંતર થઇને અત્રે આવે છે અને તે ચારગણા આઠગણા ભાવથી અત્રે વેચાય છે, તો હવે એવો સમય આવી પુગ્યો છે કે હિંદને ખપતી દરેક વસ્તુ હિંદમાંજ તૈયાર કરવાની જરૂર છે, જે માટે જે જે કારખાનાઓ ચાલુ હોય, તેને મદદ કરી ખીલવવાં જોઇએ તથા શ્રીમાનોએ પોતાનાં નાણાંનો વ્યય નવાં કારખાનાંઓ ઉભાં કરવાને કરવો જોઇએ. દાખલા તરીકે **કાગળની મોંઘવારી** એટલી બધી વધતી જાય છે કે, આ સ્થિતિ ચાલુ રહી, તો ભવિષ્યમાં એની કેટલી બધી મોંઘવારી થઇ જશે, તે કળી શકાતું નથી. યુરોપમાં કાગળની તંગીને લીધે કેટલાંક પેપરો બંધ પડયાં છે તેમ કેટલાંકનાં કદ ઘટયાં છે તથા અનેકોએ લવાજમો વધાર્યાં છે, તો હિંદમાં પણ તેવીજ સ્થિતિ થશે એમાં કાંઇ નવાઇ જેવું નથી, માટે હિંદમાંથી કાગળનો મારો જતો અટકાવી દરેક જાતના કાગળો અત્રે ઉત્પન્ન કરવાની કોશીશો થવાની ખાસ જરૂર છે. આપણે વધુ ન કરી શકીએ, તોપણ ખપ જોગું તો તૈયાર કરવાની તો ખાસ જરૂર છે.




પાવાગઢનો મેળો:-રાખેતા મુજબ સિદ્ધક્ષેત્ર શ્રી પાવાગઢ ઉપર માહા સુદ ૧૩ ને દિને વાર્ષિક મેળો ભરાનાર છે, જે પ્રસંગે આ તીર્થની મેનેજીંગ કમીટીની પાંચમી બેઠક પણ થનાર છે.

**सहायताकी आवश्यकता:**—जैन बालबोध पाठशाला, बबीना (झांसी) द्रव्यकी त्रुटीके कारण बंद पड़ी है जिसपर ध्यान देकर वहांके भाईयोंको उचित है कि इस पाठशालाको सहायता देकर शुरु रक्खें।

**મૃત્યુના સ્મરણાર્થે દાન**—વ્યારા (સુરત) ના શેઠ દેવચંદ ગુલાબચંદે પોતાના માતુશ્રી મણીબાઇ તથા ભત્રિજા જશવંતલાલના પુણ્યાર્થે રૂ. ૨૫) ઋષભ બ્રહ્મચર્યાશ્રમ (એક દિવસના ભોજન માટે), રૂ. ૨૦) જૈન સિદ્ધાંત વિદ્યાલય-મોરેના, ૧૫) સ્યાદ્વાદમહાવિદ્યાલય-કાશી, ૧૦) શ્રાવિકાશ્રમ-મુંબઈ, ૧૦) શ્રાવિકાશ્રમ-મુરાદાબાદ, ૧૦) જૈન અનાથાશ્રમ—દિલ્હી, ૧૦) મુંબઇ દિ. જૈન પ્રાં. સભા ઉપદેશક ફંડ, ૧૦) મથુરા વિદ્યાલય અને રૂ. ૨. જૈનતત્ત્વ પ્રકાશિની સભા—ઇટાવા એમ મળીને રૂ. ૧૧૨) મોકલી આપ્યા છે.

**કીર્તનકારનો સ્તુત્ય પ્રયાસ:**-જાણીતા કીર્તનકાર તાત્યા કેશવ ચોપડે દિ. જૈને અહમદનગરમાં પંદર દિવસ સુધી કીર્તન કર્યું હતું, જેમાં 'દેશભૂષણ કુલભૂષણ' ઉપર ઉત્તમ આખ્યાન કરવાથી એક માનપત્ર અપાયું હતું તથા વાગડે થીયેટરમાં ૨૦૦૦ જનસમુહ વચ્ચે જાહેર કીર્તન 'સોમદત્ત' આખ્યાન ઉપર કરવાથી ત્યાં રા૦ બા૦ યશવંતરાવને હાથે સોનાનો ચાંદ અને માનપત્ર અપાયું હતું. વળી અત્રેના જૈન કાસાર જેઓ જૈન હોવા છતાં પોતે જૈન છે એમ જાણતા નહોતા તેમને કીર્તનો વડે ઉપદેશ આપી જૈનધર્મ ઉપર શ્રદ્ધા કરાવવાથી તેઓએ ખુશ થઈ કીર્તનકારને માનપત્ર આપ્યું હતું. આ કીર્તનકારે '**જૈન કીર્તનાલય**' નામે સંસ્થા પુનામાં ઉઘાડી છે, જે દ્વારા જૈન અને જૈનેત્તરોમાં વખતો વખત કીર્તનો વડે ઉત્તમ ઉપદેશ અપાય છે.

**भ्रमणका फल**—वर्धामें कुंवर दिग्विजयसिंहजीने पधारकर आठ दिन तक अनेक व्याख्यानों द्वारा धर्मोपदेश किया था और ३०)सहायता ऋषभब्रह्मचर्याश्रमको मिली थी।

મહુવા (કાઠીયાવાડ)ની ગૌરક્ષક સભાનો ૨૫મો વાર્ષિક મેળાવડો ગઇ તા. ૧૪ મીએ ભારે ઉત્સાહથી થયેલો, જે પ્રસંગે ગૌશાળાની ગાયોને સુશોભિત શણગારો પહેરાવી ગાયોનું સરઘસ કાઢવામાં આવ્યું હતું તેમજ ભાવનગરના મહારાજા વગેરેની મદદનો રૂ. ૨૦૦૦)ના વ્યાજમાંથી સર્વે ગાયોને પાકના લાડુ ખવડાવવામાં આવ્યા હતા. આ સંસ્થામાં ગાયોનું રક્ષણ ઉત્તમ રીતે થાય છે જે એના ઉત્સાહી મંત્રી ઓધવજી રામજીને આભારી છે.

**अचानक वियोग:**—झांसीनिवासी सिंघई हरप्रसादजीका ता. ११—१—१६को अचानक स्वर्गवास हो गया है। आपके स्मरणार्थ शास्त्रदानके लिये कुछ रकम निकलनेवाली है।

**પાઠશાળાની સ્થાપના:**-શા. માણેકલાલ નાનચંદ અને માસ્તર નાનચંદ પૂંજાભાઈ બી. એ. ના પ્રયાસથી પાદરામાં પાઠશાળા ખોલવાનું નક્કી થઇને આશરે ૩૦ રૂ૦ની માસિક આવક થઇ છે અને તેનું મુહૂર્ત માહા સુદ ૧૩ ને દિને ભ. સુરેંદ્રકીર્તિને હસ્તે થનાર છે.

ભ० સુરેંદ્રકીર્તિજીએ ગત માસમાં મહેળાવ, છાણી, બોરસદ વગેરે સ્થળે-ભ્રમણ કરી ઠીક ઉપદેશ આપ્યો હતો.

ઘોડાદરની પાઠશાળા જે તારાચંદ તલકચંદ જેલાભાઇ ( સુરતવાળા ) તરફથી ચાલે છે તેનો ૫૨ વિદ્યાર્થી લાભ લે છે, જેની પરીક્ષા ગત માસમાં એ સ્ટેટના મેનેજર માધવલાલે લઇ સંતોષ જાહેર કર્યો હતો તથા મીઠાઇ વેંચાઇ હતી.

કાશીના સ્યાદ્વાદ મહાવિદ્યાલયનો અાદર—શેઠ તારાચંદ તલકચંદ જણાવે છે કે, રાયદેશમાંથી આશરે ૧૫૦ આદમીનો સંઘ શ્રી સમેદશિખરજીની યાત્રાએ નીકળેલો છે, જેણે ગયા માસમાં કાશીમાં સ્યાદ્વાદ મહાવિદ્યાલયની મુલાકાત લીધી હતી, જે દરમ્યાન એક મોટી સભા થઇ વિદ્યાર્થીઓનાં ઉત્તમ ભાષણો સાંભળવાથી આ સંઘને અતિ આનંદ થયો હતો અને વિદ્યાલયના કાર્યથી ખુશ થઇ બધા વિદ્યાર્થીઓને બીલોડાના શેઠ કોદરભાઇ ઉગરચંદ તરફથી બરફી પુરીનું જમણ અપાયું હતું તથા ૪૩ યાત્રાળુઓએ વિદ્યાલયની મદદમાં રૂ. ૧૦૨॥=) રોકડા ભર્યા હતા, જે રકમ રૂ. ૧૦) થી રૂ. ०॥ સુધીની હતી, જેમાં રૂ. ૧૦) નો રકમ ટોરડાના શા० કાળીદાસ સખારામની હતી.

ભટ્ટારકનો વિયોગ—કોલ્હાપુરમઠના ભટ્ટારક સ્વસ્તિ શ્રી લક્ષ્મીસેનસ્વામી ગઇ તા० ૨० મીએ સ્વર્ગવાસી થયા છે. આ ભટ્ટારકજી વિદ્વાન અને કાર્યકુશળ હતા. ઉમર આશરે વર્ષ ७०ની હતી.

वार्षिकोत्सवः—श्री जैन सिद्धांत-विद्यालय मुरैनाका पंचम वार्षिकोत्सव ता. ८-९ फरवरीको बड़े समारोहके साथ होनेवाला है। सब भाईयोंको पधारना चाहिए।

रथोत्सव और सभाः—दि. जैन प्रां. सभा खीचीवाडाका तृतीय वार्षिकोत्सव फाल्गुन कृ. २ से ८ तक सिरोंजमें होनेवाला है जिस मौकेपर रथोत्सव होगा और अनेक विद्वानोंके व्याख्यान भी होवेंगे। यह स्थान बीना भोपाल लेनके बामोरा स्टेशनसे ८ कोसपर है। सवारी बराबर मिलती है।

हाथरसमें त्यागी पन्नालालजी और उत्सवः—गत मासमें श्री. त्यागी ऐलक पन्नालालजीका शुभागमन हाथरसमें हुआ था जिससे जैनधर्मकी अच्छी प्रभावना हुई थी और आपके उपदेशसे अनेक भाईयोंने व्रत-नियम लिये और संपूर्ण समाजने मिलकर मंदिरजीमें ऊनके वस्त्र और सीपके बटन आनेकी बंदी की है। और सुदी १० को "ऐलक पन्नालालजी दि. जैन धर्म विद्यावर्धनी पाठशाला" नामक नवीन पाठशालाका मुहूर्त किया गया और इसी मौकेपर जैन बालसभा (हाथरस)का वार्षिकोत्सव भी हुआ जिसमें सभाका नाम अबसे "जैन धर्म वर्धनी सभा" रखा गया। सभापति लाला प्यारेलालजी सेठी हुए। प्रत्येक पक्षकी द्वितीयाको सभाकी बैठक होगी, और वार्षिक फी २) के स्थानमें १) किया गया और अनेक व्याख्यानों होकर कई प्रस्ताव पास हुए थे।

ब्यावरमें श्रीमान् रायसाहब कुंवर रामस्वरूपजीका असमयपर मृत्यु हो जानेसे 'श्री. दि. जैन हितकारिणी सभा' की तर-

लागतके दामोंपर

# दो महान् ग्रंथ।

हरिवंशपुराण बड़ा, नवीन भाषानुवादसहित और तत्त्वार्थ सूत्रकी अर्थप्रकाशिका टीका सदासुखजीकृत, ये दोनों ग्रंथ शोलापुरनिवासी दानवीर श्रेष्ठिवर्य गांधी हरिभाई देवकरण एन्ड सन्सकी जैनग्रंथमालामें छपानेका प्रबंध किया गया है और सेठजी साहबने ये दोनों ही ग्रंथ लागतके दामोंसे ही बेचनेकी आज्ञा दी है।

इनमें हरिवंशपुराण बड़ा जिनसेनाचार्यकृत १२००० श्लोकोंमें मूल है। उसका हमने नया सरल हिंदी भाषानुवाद कराकर १२००० मूल श्लोकोंसहित नये सुंदर टाइपोंमें छपानेका प्रबंध किया है। इसकी कुल लागतका हिसाब लगाया तो लगभग ५) रु. में एक प्रति पड़ेगी। ये ग्रंथ नीचे लिखे महाशयोंको लागतके दामोंमें दिये जायगे,—

१ एक तो जो महाशय भारतीय जैनसिद्धांतप्रकाशिनी संस्थाकी तीनों ग्रंथमालाओंमें छपे हुये भाषा या भाषाटीकासहित प्रत्येक ग्रंथको छपते ही वी. पी. द्वारा मँगानेवाले हैं, अर्थात् एक एक रुपया मनीआर्डरसे भेजकर पक्के ग्राहक बनगये हैं या आगेको चैतसुदी १ तक १) रुपया भेजकर पक्के ग्राहक बन जायँगे उनको।

२ दूसरे—जो शास्त्रदानी महाशय १०–२०–२५ प्रति तक खरीदकर मंदिर पाठशाला पुस्तकालयोंमें या विद्वान् विद्यार्थियोंको दान करेंगे उनको। और—

३ जो महाशय हमारे दौरेमें पचास२ रुपये देना स्वीकार करके स्थायी सभासद (लाइफ मैंबर) बन गये हैं अथवा अब १००) रुपये भेजकर स्थायी मैंबर बन जायँगे उनको। उन्हें इन दोनों ग्रंथोंके सिवाय संस्थासे छपनेवाले सब ग्रंथोंकी एक एक प्रति विना मूल्य भेजी जायगी।

४ इसी प्रकार अर्थप्रकाशिकाकी टीका ऊपर लिखे नियमानुसार ग्राहक बननेवालोंको अनुमान २) २।) के लागतके दामोंसे भेजी जायगी। जो लोग १) रु. भेजकर पक्के ग्राहक नहिं होंगे और न १०–२० प्रतियां ही लेंगे उनको इस भावसे कोई ग्रंथ नहीं मिलेगा।

५, जो महाशय जिस ग्रंथकी २०० प्रतियोंके ग्राहक होंगे उनका फोटो व परिचय उस ग्रंथमें छपा दिया जायगा और १०–२० प्रतिवालोंके नाम दानी ग्राहकोंकी लिस्टमें छपा दिये जायँगे।

जिनको जितनी प्रतियोंके ग्राहक बनना हो जवाबी कार्डद्वारा चैत सुदी १ तक ग्राहक बन जावें।

श्रीलाल जैन काव्यतीर्थ,
मंत्री—भारतीय जैनसिद्धांतप्रकाशिनी संस्था,
९ नं. विश्वकोषलेन, बागबाजार, कलकत्ता।

# संसारिक सुधारामां प्रथम पगलुं.

મહાશયો,

આપણા ગુજરાતમાં અમદાવાદ બોર્ડિંગની સ્થાપના થયાને લગભગ ૧૨ વરસ થઇ ગયાં છે. તે દરમ્યાન દરવરસના રિપોર્ટો વાંચતાં માલુમ પડે છે કે, ગુજરાતમાં અન્ય કોમોની સાથે સાથે આપણી દિગંબર જૈન કોમ પણ કેળવણીમાં કંઇક આગળ વધતી દેખાય છે. રિપોર્ટમાં વિદ્યાર્થીસંખ્યા વધી પડયાની તથા કેટલીક દાખલ થવા માટેની અરજીઓ પાછી કાઢયાની વાત વાંચી છે. વળી દર વરસના વાર્ષિક મેળાવડાની વીઝીટર્સ કમીટીની બેઠકોમાં વધુ વિદ્યાર્થીઓ કેળવણી કેમ લે તે માટે ગોઠવણ કરવા વિષે ચર્ચા પણ સાંભળી છે. આ બધા ઉપરથી લાગે છે કે હવે કેળવણી માટે આપણા લોકોએ જરા ધ્યાન આપવા માંડયું છે, જોકે આપણે વસ્તીના પ્રમાણમાં જોઇએ તેટલું ધ્યાન પોહોંચાડયું નથી, કેમકે જ્યાંસુધી (**વીસા-દશા હુમડ, નરસીંહપુરા તથા વીસામેવાડા** ભાઇઓમાંના) દરેક વિભાગ માટે એક એક વિશાળ બોર્ડિંગ સ્થપાય નહીં અથવા હાલ છે તેની ચાર પાંચ થાય નહીં અને શ્રીમંતો પોતાના જાતિબંધુને જમાનાની કેળવણી આપવી એજ પ્રથમ ફરજ છે એમ સમજે નહીં ત્યાં સુધી હાલનો સુધારો પુરતો કહેવાય નહીં. વળી જ્યાંસુધી આપણી કોમના દરેક ખુણા સુધી (દરેક છોકરા અને છોકરી સુધી) લેખન વાંચન પોહોંચે નહીં અથવા પુત્ર કે પુત્રીને પરણાવવા પહેલાં અમુક હદ સુધી તો કેળવણી આપવી એ **જીંદગીની પ્રથમ** ફરજ સમજે નહીં, ત્યાં સુધી કોમના ઉદયની આશા રાખી શકાય નહીં તેમ કોમની આર્થિક સ્થીતિ સુધરે પણ નહીં એટલે કે મોટા નાના ગામમાં દરેક ઘરમાં પુત્ર-પુત્રી ફરજીઆત તરીકે કેળવણી લેતા થાય, એ આપણો આશય હોવો જોઇએ અને તે માટે પ્રસંગોપાત ઉપાયો યોજવા જોઇએ. આ બાબતમાં ફંડની જરૂર છે. જો કે તે માટે થોડો સમય વીને ત્યાં સુધી રાહ જોવી જરૂરની છે, છતાં પ્રયત્નો કરતા રહેવું જોઇએ.

આ સાથે એક બીજી બાબત જે આપણા હાથમાં છે, જે રિવાજ ઘણા વખતથી ચાલુ આવ્યો છે, જે માટે દરેક માણસ ખાનગી રીતે વિરૂદ્ધ અભિપ્રાય આપે છે અને જે માટે કોમનો પુરતો અણગમો છે, છતાં દરેક જ્ઞાતિમાં સુધારારૂપે ઠરાવ પસાર થાય નહીં ત્યાં સુધી એ રિવાજ બંધ થાય નહીં. આ રિવાજ તે **જુવાન માણસના મરણ પાછળ જમણ થાય છે** તે છે. ધારવા પ્રમાણે જમણના રિવાજ દરેક દેશમાં, દરેક કોમમાં, દરેક સ્થીતિમાં અને દરેક જમાનામાં હયાતિમાં હોય તેના દાખલા મળી આવે છે. હાલના સુધરેલા ગણાતા દેશામાં પણ આ રિવાજ અમુક રૂપમાં હયાત છે અને ચાલુ છે એટલે જમણની વિરૂદ્ધ કોઇ હોઇ શકે નહીં, પરંતુ જમણ સારા અને ખુશખુશાલીના પ્રસંગો ઉપરના અને માઠા એટલે મરણ અને તેવા ખેદકારક પ્રસંગો ઉપરના એમ બે વર્ગમાં વહેંચી નંખાય છે.

પ્રથમ પંક્તિના જમણોમાં એટલે લગ્ન **અથવા બીજા ખુશાલીના પ્રસંગો ઉપર જમણો થવાંજ જોઈએ;** કેમકે,તેથી કરીને જે ગૃહસ્થને ત્યાં લગ્નપ્રસંગ અથવા અંતરની ખુશાલી હોય છે, તેમના આનંદમાં પોતાનો સગો અને સંબંધીવર્ગ ભાગ લઇ શકે અને ત્યારે તે ગૃહસ્થને વધારે આનંદ થાય છે. જુની રીતની ગણત્રી પ્રમાણે પોતાના ઘર આગળ જ્ઞાતિબંધુઓ જમે અને ગરીબોને ગળપણ જમવાનું મળે, એ વગેરે દૃષ્ટિએ કેટલાકો પુન્યનું કામ ગણે છે. આવા પ્રસંગો દરેક મનુષ્યનેજ પોતાની જીંદગીમાં

ઘોડા આવે છે અને તેથી યથાશક્તિ ખરચ જમણ પાછળ કરે છે, તેમાં વિરૂદ્ધતા ન હોવી જોઇએ. જોકે હાલમાં કેટલાક સુધારકો જમણની તદ્દન વિરૂદ્ધ હોય એમ સાંભળીએ છીએ, છતાં તેઓ પણ કેટલાક પ્રસંગો નિમિત્તે પોતાના મિત્ર અને અંગત વર્ગને (party, feast, social gathering) પાર્ટી, ફીસ્ટ (મીજબાની), સોશીઅલ ગેધરીંગ વગેરે કોઇપણ રૂપમાં ન્હાનું કે મોટું જમણ આપતા લેતા જોઇએ છીએ. આ બાબતમાં કેટલીક કોમમાં હદ ઉપરાંત ફરજીયાત વરા સારા પ્રસંગો ઉપર હોય એમ સાંભળીએ છીએ. દાખલા તરીકે સુરત શહેર જેવા સુધરેલા શહેરમાં આપણા વીસા-હુમડ ભાઇઓમાં લગ્નમાં બને પક્ષનાં મળી ૧૫ જમણ હોય છે. આ બીના ખરી હોય તો આવા રિવાજો વખતે કેટલાકને ભારે થઇ પડે અને દરેક વિચારવંત વર્ગને જો ખર્ચાળ અને બીનઉપયોગી લાગે, તેવાં ૧૫ જમણોને બદલે પાંચ-સાત જમણો રખાય, તો તેથી લગ્નનો આનંદ કંઇ ઓછો થાય નહિ. તેમ બંને પક્ષના સગાંસંબંધીઓના ઘણા દિવસો નકામા જતા અટકે છે. એકજ લગ્ન ઉપર ૧૫ જમણો હોય તે હિસાબે ઓછામાં ઓછા ૧૫ દિવસ સુધી બને પક્ષવાળાએ હાજર રહેવું જોઇએ અથવા તો ફરજીયાત જમણવારના કારણે ફક્ત સ્થાનિક ન્યાતીલાઓને જમાડવા પુરતોજ હર્ષ થાય-તેથી કંઇ વધુ લાભ સધાય નહીં. તેવા કારણથી જો બીજી કોમોની માફક ત્રણ ચાર દિવસજ લગ્નના દિવસો આનંદના ગણાય અને તેટલાજ દિવસોમાં ટુંકા ખરચમાં વધુ ઉલ્લાસ પ્રસરે એમ મારૂં માનવું છે અને તેથી કરીને વીસા-હુમડ કોમ (જ્યાં આ રીવાજ ચાલુ છે ત્યાં) ના આગેવાનોને મારી નમ્ર અરજ છે કે હાલના સુધરેલા જમાનામાં આ સવાલ જરા તપાસી તેમાં કંઇ યોગ્ય ફેરફાર કરવો જોઇએ. આવા હદ ઉપરાંતના રિવાજો સારા પ્રસંગો ઉપરના હોય, છતાંપણ ઇચ્છિત લાભ કે આનંદ આપે નહીં અને તેમ હોય તો તે રિવાજો માટે અંગુલિનિર્દેશ બતાવવો જરૂરનો છે. સિવાય કે તે વિષે ફરીઆદ કરવી નકામી છે.

હવે બીજો વર્ગ એટલે **મરણ વગેરે ખેદકારક બનાવો વખતે ફરજીયાત રીતે મનાયલા જમણોના લાભો-ગેરલાભો તપાસીએ.** આ વર્ગમાં મરણ પાછળનાં જમણો મોટો ભાગ ભજવે છે. આ વર્ગમાં જુવાન મરણ પાછળ અને ઘરડા મરણ પાછળ ન્યાતવરાઓ આવે છે. **ઘરડાની પાછળના વરાઓ** માટે કેટલીક જગ્યાએ એમ કહેવાય છે કે **પરોસીનું ઘર અને માબાપનું બારમું,** એ પ્રસંગો ફરી ફરી મળતા નથી, તેમાં એમ માન્યતા છે કે માબાપનો પુત્ર તરફ જે અનહદ વાત્સલ્ય પ્રેમ રહેલો હોય છે તે સ્નેહનો બદલો આપવાનો છેલ્લો પ્રસંગ માબાપના બારમા વખતે આવેલો ગણાય છે અને જે છેલ્લો પ્રસંગ ગણી મરણની દિલગીરી હોય છતાં પાછળનો વાત્સલ્યપ્રેમ યાદ લાવી જ્ઞાતિના રિવાજ પ્રમાણે ખરચ કરે છે. જોકે હાલ ધર્માદા રકમ વધારે પ્રમાણમાં કાઢવાનો રિવાજ પ્રસરતો જાય છે. ઘણી જગ્યાએ મરનાર વડીલ પોતાની પાછળ પુત્ર-પુત્રીઓ અને પ્રપુત્ર-પ્રપુત્રીઓ અથવા કેટલીક જગ્યાએ તો ચાર પેઢીનાં બાળકો મુકી તે મરી જાય છે તે વખતે તે કુટુંબ ગણે છે કે, પોતાના પિતા અથવા દાદા તો **બાળબચ્ચાંઓની વાડી** મુકી ૭૦-૮૦ ની ઉમરે સ્વર્ગસ્થ થયા, તે દિલગીરી બદલે આનંદનો પ્રસંગ છે અને તેથી લગ્નના પ્રસંગની માફક આનંદ કરે છે અને ભારે ખરચનાં જમણ આપે છે. એ વાત ખરી છે કે દુનિયામાં જ્યારે જન્મ્યું તે જવાનું એટલે દરેક પ્રાણી જન્મે છે તે કોઇ વખતે પણ મરવાનું છેજ, તો પછી આવા સંજોગોમાં મરે તે મરણને દિલગીરીનો નહીં પણ આનંદ-

નો પ્રસંગ માની લેવામાં ડહાપણ છે અને કુદરતના નિયમને માન આપેલું ગણાય છે. આ પ્રસંગો ઉપર સુધરેલી કોમોમાં અને મોટા શેહેરોમાં જમણ કરતાં કેળવણી વગેરે પરોપકારી ખાતાઓમાં ધર્માદા રકમ જમણના ખરચ કરતાં વધારે પ્રમાણમાં કાઢવામાં આવે છે તેઓ જમાનાને માન આપે છે. આ સર્વોત્તમ રસ્તો ગણાય, પરંતુ આથી ઉલ્ટું જ્યારે નાની ઉમરના મનુષ્યો એટલે ૩૫-૪૦ ની અંદરના મરદ કે સ્ત્રી મરણ પામે છે, જ્યારે તેના કુટુંબના દરેક મેમ્બરની આંખમાંથી આંસુઓ સુકાતાં નથી, જ્યારે કોઇ જગ્યાએ પુરૂષ મરવાથી કમાણીનું સાધન જતું રહ્યું હોય, કોઇ જગ્યાએ બાળ-બચ્ચાંવાળા મુકી મા મરી જાય છે અથવા તો પુરૂષ નાની સ્ત્રીને અનાથ વિધવા રૂપે મુકી મરી જાય છે વગેરે **હૃદયભેદક બનાવો બને છે, ત્યારે ગોળ-ખાંડના લાડુઓ ખાઇએ, ખવડાવીએ એનાથી બીજું વધુ શરમભરેલું શું કહેવાય !** એનાથી બીજું વધારે અનઘડ-પણું અથવા ઘાતકીપણું શું કહેવાય ? એક બાજુ ઉપર બૈરાંઓ રાજીયાં ગાઇ છાતિફાટ રડે છે. બીજી બાજુ ઉપર મરદો અંતરની દિલગીરી એકઠા થઇ દેખાડે છે, તે વખતે જ્ઞાતિલાઓને આનંદથી જમતા-જમાડતા જોઇ કોણ વિચારવંત પુરૂષને કંપારી છુટશે નહી ! ભાઇઓ, આવા કંપારી છુટે એવા હૃદય-ભેદક બનાવો વખતના જમણ માટે **મારી ફરિયાદ** છે અને તે રિવાજો બંધ કરવા દરેક જ્ઞાતિજ્ઞાઓને વિનંતિ છે. સુરતના વીસા હુમડ ભાઇઓએ સાંભળવા પ્રમાણે ૪૦ વર્ષ ની ઉમરથી નાના મનુષ્યના મરણ પાછળના વરાઓ ઘણા દિવસથી ફરજીયાત બંધ કર્યા છે. આવા સુધારા માટે વીસા હુમડ ભાઇઓના પગલે ચાલી બીજા બધા વિભાગવાળા ભાઇઓ-એ જ્ઞાતિવાર સવાલ ઉઠાવવો જોઇએ. આગેવાનો-એ પંચ એકઠા કરી આ માટે ઠરાવ કરવો જોઇએ કે **૪૦ વરસની અંદરના મનુષ્યના મરણ પાછળ વરા કરવા નહિ.** ઉપરની ઉમરના વરા ફરજીઆત નહીં અને એ ઠરાવ વિરૂદ્ધ ચાલશે તે જ્ઞાતના ગુન્હેગાર થશે અને ભારે દંડને પાત્ર થશે. આ ઠરાવ પસાર કરાવી તેને અમલમાં મુકવા માટે યોગ્ય અને વખતસર પગલાં લેવાં જોઇએ અને ' **દિગંબર જૈન** ' માસિક મારફતે તે ઠરાવો અને પ્રયત્નો બહાર પાડવા જોઇએ. આ માસિકના તંત્રીને પણ મારી નમ્ર અરજ છે કે આ વિષે ચર્ચાપત્ર શરૂ કરી ગેરસમજ બંધ કરવા માટે લેખો શરૂ કરવા જોઇએ. વધુમાં દરેક કોમના કેળવાયલા યુવકવર્ગ તથા હિતચિંતકોની ફરજ છે કે આ વિષય ઉપર લેખો લખી આવા રિવાજો અટકી જાય અને **સુધારો શબ્દમાંજ નહી, પણ કાર્યમાં ખરૂં રૂપ લે તે માટે પ્રયત્નો જારી રાખશે.**

શુભેચ્છક-

L. P.

---

## आहारदान करनेका सुगम उपाय।

दिगम्बर जैन आम्नायमें साधु, त्यागी, ब्रह्मचारी बहुत कम संख्यामें पाये जाते हैं। इसलिये जैनी भाइयोंमें पात्रदानकी प्रथा प्रायः उठसी गई है। कभी एक दो पात्रोंका लाभ होता है। हमारे परम पूज्य शास्त्रोंकी आज्ञानुसार धनकी सफलता आहारदानसे ही सफल कही है। ऐसी दशामें प्रत्येक जैन गृहस्थका कर्तव्य है कि वह रोजमर्रा कुछ न कुछ दान देकर पीछे आहार करे। इसके लिये योग्य पात्र तय्यार करनेके लिये समाजने हस्तनापुरमें श्रीऋषभ ब्रह्मचर्याश्रम स्थापित किया है जिसमें आज ६८ ब्रह्मचारी ७ से १९ की उम्रवाले रहते हैं, जो धर्मध्यान, शास्त्रस्वाध्याय, धार्मिक और लौकिक शिक्षाका लाभ करते हैं। इन ब्रह्मचारियोंका यदि हरएक गृहस्थ एक एक दिनका भोजन कराना स्वीकार कर ले तो आहारदानियोंको महान् पुण्यका लाभ हो और इन ब्रह्मचारियोंका ३६५ दिनका आहार भिक्षासे हो जावे। ६८ ब्रह्मचारियोंके १ दिनका भोजन खर्च २५) रु० होता है। जिसे छोटेसे छोटा गृहस्थ भी एक दिनको आहारदान कर सकता है। धनाढ्य भाई तो कई दिनोंका आहार दे सकते हैं। इन ब्रह्मचारियोंके आहारदानमें चारों ही दान गर्भित हैं। भाइयों, २५) कोई बड़ी बात नहीं है। अतएव हमें आशा है कि हरएक भाई एक एक दो दो दिनका स्वयं स्वीकार करेंगे और अपने मित्रोंसे करायेंगे। हर्षकी बात है कि नीचे लिखे भाई बहनोंने २५ दिन मंजूर कर लिये हैं।

| रुपया. | दिन. | आहारदानियोंके नाम। |
|---|---|---|
| ५०) | २ | गेंदनलालजी, हस्तनापुर |
| ५०) | २ | मोतीलालजी, दिल्ली |
| २५) | १ | धर्मपत्नी हजारीलाल प. धी. दिल्ली |
| २५) | १ | बनारसीदास जौहरी, बनारस |
| ५०) | २ | मुन्नालालजी जौहरी, इंदौर |
| २५) | १ | धर्मपत्नी से० प्रेमचंद मो. बम्बई |
| २५) | १ | " " " चुन्नीलाल झवेरचंद " |
| ५०) | २ | " " " नवलचंद हीराचंद " |
| ५०) | २ | स्वर्गीय मैनाबाई (हरीभाई देवकरण) |
| १००) | ४ | रा. ब. सुलतानसिंहजी, दिल्ली |
| ५०) | २ | सेठ गुरुमुखराय सुखानंदजी |
| ५०) | २ | धर्मपत्नी सेठ हीराचंद पा. बम्बई |
| २५) | १ | हकीम मूलचंद राजाराम, झांसी |
| ५०) | २ | सेठ जमनादास प. मिरजापुर |

भाइयोंको विदित हो कि इस समय खर्च आश्रमका (१२००) मासिक है तथा ध्रौव्य फंड कोई ऐसा है नहीं जिससे काम चल सके अतएव धर्मात्मा भाई (१०) व ५) मासिककी मदद भी देते रहें व व्याह, शादी आदि अवसरों पर व व्यापारके लाभमें एक मुश्त रकम भी भेजते रहें—

निवेदक—

साहू जुगमन्धरदास नजीबाबाद,
मंत्री।

ब्र. शीतलप्रसाद.
अधिष्ठाता, श्रीऋषभ ब्रह्मचर्याश्रम,
हस्तनापुर (मेरठ यु. पी.)।

# उन्नतिके काममें बहानेबाजी !

(लेखक–ज्योतिप्रसादजी, संपादक, "जैन प्रदीप")

"कैसा गिला रक़ीबका क्या तअने अकरबा"
"तेरा ही दिल न चाहे तो बातें हजार हैं।"

प्रश्न उठता है कि आजकल अपनी दशा हीन क्यों है? हम भारतवर्षकी सब जातियोंसे नीचे क्यों गिरे जाते हैं? उत्तर मिलता है कि यह सब भाग्य की बात है। प्रारब्धमें ऐसा ही लिखा है। फिर पूछा जाता है कि धर्म क्यों लोप होता जाता है? जो धर्म किसी समयमें सूर्य की भांति प्रकाशमान् था आज उसमें तारागण कैसी भी चमक क्यों नहीं है? इसके उत्तरमें कहा जाता है कि यह पञ्चम काल है इसमें ऐसा ही होना है। केवली भगवानने ऐसा ही कहा है इत्यादि। उत्तरदाताओं के भोलेपनपर हमको शोक भी होता है और हंसी भी आती है। शोक की बात तो यह है कि न ऐसे भाई स्वयं शास्त्र पढ़ते हैं और न किसी दूसरे से सुनते हैं बलकि धर्म से दूर भागनेके लिये मनघडंत कहावतें घड़ लेते हैं। इन भोले पुरुषोंको यह खबर नहि है कि पञ्चम कालके तो अभी १८॥ हजार वर्ष पड़े हैं अभी तो कुल अढाई हजार साल ही बीते हैं। जितनी अवनति इस थोड़े से समय में हुई है यदि इसही हिसाब से होती चली जायगी तो धर्म दूसरे हजार वर्ष तक नहि रह सका। लेकिन शास्त्रमें पञ्चमकाल के समाप्त होने तक जैनधर्म रहेगा ऐसा लिखा है इसही लिये इनकी बातों से हंसी भी आती है। ऐसे भाइयों को याद रखना चाहिये कि पञ्चमकाल में जैनधर्म उन्नति भी करेगा और अवनति भी, यह सब कुछ धर्मात्माओं के ही उपर निर्भर रहेगा।

प्यारे मित्रों! जरा विचार करो कि जब दूसरी जातियें खुले मैदान कमर बांधकर साहस के साथ आगे कदम बढ़ाये चली जारही है, तो क्या जैनजाति के भाग्य में यह लिखा है कि वह अंधे गढ़े में गिरी रहे और उन्नति के मैदान में कदापि न आने पावे? प्रेमी लोगों! यह सब बहानेबाज़ी है–टालमटोल की बातें हैं क्योंकि हमारे भोले भाई यह समझे बैठे हैं कि जाति की चिन्ता करके कौन अपनी जानको बवाल में फंसावै–धर्म के प्रचारका बीड़ा उठाकर कौन आफ़त में पड़े।

शैर–"अब तो आरामसे गुज़रती है,
आक़बतकी खबर खुदा जाणे"।

जातिकी उन्नति और धर्म के प्रचार की चिन्ता करके अपने सुख और आनन्द में क्यों कमी की जाय? यदि किसी ने आकर धार्मिक या सामाजिक बातोंका झगड़ा छेड़ ही दिया–तो यह कहकर पीछा छुड़ा लेते हैं कि जो होनहार है वह स्वयं हो रहेगी–किसी के किये से कुछ नहि होता–इन लोगोंकी ऐसी बातोंको हम सत्य मान लेते और कदापि बहानेबाज़ी न कहते। यदि वह लोग अपने संसारिक कामों को भी होनहार के उपर ही छोड़ देते और हाथ पर हाथ रखकर बैठ जाते, लेकिन ऐसा नहि है। संसारिक कामों में तो आकाश और पाताल एक कर दिया जाता है। प्यारे मित्रों! धर्म फिज़ूल है, चलाये से चलता

है, तुमने कंधा डाला और यह गिरा। तुमने साहस किया और यह उठा। अतएव तुमको चाहिये कि जिस भांतिसे अपने ग्रहस्थ के कामों में होनहार के ध्यानको भूलाकर दिन रात परिश्रम करते हो, इस ही भांति धर्म प्रचार और जाति सुधार के कामों में भी परिश्रम करो। अपने संसारिक कामों में परिश्रम करना और धार्मिक तथा सामाजिक कामों में वहानेबाजी करना तुम्हारे लिये हानिकारक है। इसका फल (नतीजा) बुरा निकलैगा और वह इतना बुरा निकलैगा कि जिसको प्रकट करते हुये शरीरके रोम खड़े होते हैं। और दिल बांसों उछलता है।

प्यारे मित्रो! धर्मसे जानकारी, शास्त्रोंकी स्वाध्याय और दया-दान पूजादिक का भाव दिलों से दूर होता जाता है और इसका बुरा प्रभाव हमारी आगामी संतानके उपर भी पड़ रहा है। व्यर्थव्यय, वेश्या-नृत्य, मिथ्यात पूजन, असत्य भाषन, और खोटा आचरण हमारी जातिमें दिन २ बढ़ रहा है, जिसके कारण बहुत सी बातें हमको लाचार होकर करनी पड़ रही हैं। छोटी जातियें जिनको हम नीच और शुद्र कहकर पुकारते हैं खोटे कामों से बच रही हैं, बुरी बातोंका त्याग कर रही हैं, लेकिन एक हम हैं कि होनहारका भरोसा किये नेत्र मूंद कर अंधे गढ़ेमें गिरे जा रहे हैं। मित्रों, प्रेमी भाँयें। याद रक्खो और नोट करलो कि अगर आज कैसी दशा कुछ और दिन बनी रही तो थोड़े ही समय में छोटी जातियां बड़ी और बड़ी जातियां छोटी हो जावेंगी, जैन धर्मका निग्द मिट जायगा और हमारा क्या होगा यह आप स्वयं विचार कर सकते हैं परन्तु 'गई सो गई अब राख रही को' अभी बहुत कुछ हो सकता है। संभलनेका समय हाथोंसे नहि गया. अतएव उठो! वहाने-बाजी छोड़ो और साहस करके धर्मप्रचार और जातिसुधारमें लगो।

कहावत है कि, खरबूजेको देखकर खरबूजा रंग बदलता है लेकिन नहीं मालूम कि इस कहावतका प्रभाव तुमपर क्यों नहि हुवा? तुम अपनी आंखों से देख रहे हो कि ईसाई लोग अपने धर्मको संसार भरमें फैलाने के लिये लाखों और करोड़ों रुपिया खर्च कर रहे हैं-शहर २ और गांव २ मारे फिर रहे हैं। आर्यसमाजी आठ प्रहर इस ही धुनमें लगे रहते हैं कि कब संसार भरमें हमारे धर्मका प्रचार हो। विद्योन्नतिके लिये हरेक समाजने अपने, अपने विद्यालय (कालिज) खोल दिये हैं। लाखोंका धन बातकी बातमें संचय कर लिया है-विश्व विद्यालय तककी स्वीकारता प्राप्त करली है परन्तु एक जैन जाति है कि जागनेका नाम ही नहि लेती।

मित्रों! शोक है कि पड़ौसी काम करैं और तुम चारपाईपर पड़े करवटें बदलो, दूसरे लोग उन्नतिके मैदानमें दौड़ लगावें और तुम आंखें मींचकर सरपर हाथ धर कर बैठ जाओ। याद रक्खो जैन जाति और जैनधर्म के लिये बहुत कुछ करनेकी आव-श्यकता है। यह समय सोचते रहने या दूर बैठकर तमाशा देखनेका नहि है और न समय बहानेबाजीका है। अब तो जागनेका और काम करनेका समय है। अतएव जागो,

आंखें खोलो, दूसरी समाजोंके कामको देखो, उन्नतिके उपाय निकालो और रात दिन परिश्रम करके जैनधर्मका प्रचार और जैन जातिका सुधार करो। और यह भी याद रक्खो कि काम करते समय तुमको सब मनुष्य तुम्हारे जैसे नहि मिलेंगे। बहुतसे तो तुम्हारा साहस तोडेंगे, तुम्हारी हंसी उडायेंगे और तरह तरहकी बातें सुनायेंगे परन्तु जो तुमको धर्मका सम्यक् श्रद्धान है, तुम्हारी देवगुरुमें सच्ची श्रद्धा है तो तुमको किसीके कहे सुने का किसीके किये हुवे विरोधका जरा भी ख्याल करना नहीं चाहिये। बल्कि ऐसी दशामें तो उनकी बिगडी हुई दशा देखकर और भी दया करनी चाहिये।

प्यारे मित्रों–सच्चे परोपकारी बनों–संसारिक विषयोंके सुखोंको छोड़ो, खसकी टट्टियों और बिजलीके पंखोंकी हवासे परहेज करो। यदि जेठ मासकी कड़ी धूपमें नंगे पैरे और नंगे सर घूमकर भी धर्मका प्रचार या जातिका सुधार होता हो तो करो।

विद्योन्नति के लिये विद्यालय स्थापित करो, दयाधर्मका प्रचार करनेके लिये शास्त्रोंके भंडार भरो, संतानको सदाचारी बनानेके लिये आदर्श संस्थायें खोलो तब तुम्हारा कल्याण होगा, और तुम्हारे सिरसे बहानेबाज़ीका कलङ्क दूर होगा।



# उपदेशक पीतांबरदासजीना भ्रमणनो रिपोर्ट.

(ता. ७–१०–१५थी ता. ३१–१२–१५ सुधीनो.)

बीना–एक शास्त्रसभा करी नाभिनंदन पाठशाळानुं निरीक्षण कर्युं. अत्रे एक बोर्डिंग पण छे, जेमां गरीब विद्यार्थीओने व्यवहारिक अने धार्मिक शिक्षण अपाय छे, परंतु पं. वृजलालजी अने पं. नंदनलालजी हवे न होवाथी सर्वे कार्य शिथिल थई गयुं छे, माटे कार्यकर्ताओए बीजा पंडितनी तजवीज करी ए कार्य सत्वर चालु करवुं जोईए.

बामोरा–एक व्याख्यानसभा करी 'जैनोना षट्कर्म' पर विवेचन कर्युं. स्वाध्यायी भाई ४० अने १५ भाईओने अष्टद्रव्यथी पूजन करवानो नियम छे. धर्मरुचि उत्तम छे. पंच तरफथी जैन पाठशाळा पण स्थपाई छे. अध्यापक पं. मुन्नालालजीनी शिक्षणपद्धति अनुकरणीय छे. उपदेशकफंडमां रु. ४) आव्या.

पाटनाकुवा–अत्रे हितवर्द्धक सभाना वार्षिक उत्सवमां भाग लीधो. रात्रे "जैनोनुं कर्तव्य" ए विषयपर विवेचन कर्युं. शा. हाथीभाइ माणेकचंद अने जीवराम विद्यार्थीनी सूचनाथी आ सभाए एक स्कोलरशीप फंड स्थाप्युं, जेमां रु. ५००) नी उपज थइ, आ फंडमांथी निराधार विद्यार्थीओना शिक्षणमां मदद करवामां आवशे. आ सभा कांठा प्रांतना जैनोमां घणोखरो सुधारो करती रही छे. एना सेक्रेटरी कोटडीआ नेमचंद रतनचंद छे, जेओ सुधाराना कार्यमां हमेशां प्रयत्नशील रहे छे. बीजी सभा स्थानिक पंचमां करी, जेमां 'जैनोनी क्रिया'

પર વિવેચન કર્યું, જેથી પાંચે સ્વાધ્યાય અને અષ્ટદ્રવ્યથી પૂજા કરવાનો નિયમ કર્યો તથા એકે રાત્રિભોજનનો ત્યાગ કર્યો. સભાના પ્રમુખ તરફથી રૂ૦ ૪), સભા તરફથી રૂ૦ ૫) અને સ્થાનિક ભાઈઓ તરફથી રૂ૦ પા મળી ઉપદેશક ફંડમાં રૂ૦ ૧૪ા મળ્યા તથા રૂ. ૨) મોરેના વિદ્યાલયને મળ્યા.

**ધનીઓળ**—'સમ્યગ્દર્શન અને સુરીતિ પ્રચાર' એ વિષયો પર એક સભા કરી, જેમાં બાળવિવાહના અટકાવપર પૂર્ણ પ્રભાવ પાડવામાં આવ્યો. આ સભામાં કાંઠા પ્રાંતના ૨૦ ગામના અગ્રેસરો હાજર હતા, જેઓ તરફથી એમ જાણવાનું મળ્યું કે, થોડા વખતમાં પંચ એકઠું થનાર છે, તે વખતે બાળવિવાહ અટકાવવાનો ઠરાવ કરવામાં આવશે તથા લગ્નસંસ્કારની પ્રથા ચાલુ કરવામાં આવશે. આ વિષયનું અનુમોદન શા. ચુનીલાલ સાકળચંદ પેથાપુરવાળાએ કર્યું તથા પ્રાંતિક સભાનો ઉપકાર માનતાંની સાથેજ રૂ. ૫) પ્રમુખ શેઠ મગનભાઈ જાંબુડીવાળાની તરફથી અને પરચુરણ રૂ. ૧૦) મળી રૂ. ૧૫) ઉપદેશક ફંડમાં મળ્યા.

**રખીઆલ**—એક શાસ્ત્રસભા અને વ્યાખ્યાન સભા કરી. બેએ રાત્રિ ભોજનનો ત્યાગ અને છએ સ્વાધ્યાય કરવાની પ્રતિજ્ઞા કરી તેમજ એક બીડી તમાકુ ન ખાવા પીવાનો નિયમ લીધો.

**તળોદ**—"સદાચાર અને જૈનોનું કર્તવ્ય" એ વિષય ઉપર બે વ્યાખ્યાનસભાઓ કરી, જેથી દશ પુરુષ અને પાંચ સ્ત્રીઓએ રાત્રિભોજનનો ત્યાગ કર્યો તથા છએ સ્વાધ્યાયનો નિયમ લીધો. પંચમાં અષ્ટદ્રવ્યથી પૂજા કરવાની ગોઠવણ કરાવી. કેશરભાઈ અને નેમચંદ માસ્તરના પ્રયાસથી બાળકોને ધર્મશિક્ષણ આપવાની પણ ગોઠવણ થઈ. રૂ. ૨) ઉપદેશક ફંડ અને ૧) મોરેના વિદ્યાલયને મળ્યો.

**પ્રાંતિજ**—સભા કરવા માટે આમંત્રણ કર્યું પણ માત્ર એક ભાઈ અને ચાર બ્હેનોએજ હાજરી આપી !!! તેમની સાથે 'સદાચાર' વિષયપર સંભાષણ કર્યું મંદિરમાં પ્રતિબિમ્બ અધિક છે, અને પૂજારી વિધર્મી બ્રાહ્મણ હોવાથી તેને પૂજનપ્રક્ષાલની ક્રિયા આવડતી નથી, માટે પંચે એ બાબત લક્ષ રાખવું જોઈએ. મ્હારા મત પ્રમાણે તો પ્રાંતિજ તાલુકાના નાના નાના ગામોમાં, જ્યાં ચૈત્યાલય હયાત છે અને ત્યાંની પંચ આદર્શરૂપ પ્રતિબિમ્બ માંગે છે તથા તે ન મળી શકવાથી નવીન મૂર્તિની સ્થાપના કરવાની ગોઠવણ કરી રહી છે અથવા ઘણી જગ્યાએ જિન પ્રતિબિંબના દર્શન સિવાય દુઃખી થઈ રહ્યા છે તેઓને અહીંની પ્રતિમા આપીને પુન્યના ભાગી બનવું અને પૂજનપ્રક્ષાલ બરાબર ન થવાના દોષોથી બચવું જોઈએ.

**લાકરોડા**—ત્રણ શાસ્ત્રસભા અને ચાર વ્યાખ્યાનસભા કરી, જેમાં 'વિદ્યાદાન' વગેરે વિષયોપર વ્યાખ્યાન કર્યું, જેથી કેટલાક સ્ત્રીપુરુષોએ રાત્રિભોજન ત્યાગ અને ૧૫ ભાઈઓએ સ્વાધ્યાય કરવાની પ્રતિજ્ઞા કરી, તથા મધ અને ચામડાના વાસણ સાથે સ્પર્શ થએલો ભક્ષ્ય પદાર્થ ખાવાનો તથા તમાકુ, વગેરે અભક્ષ્યત્યાગનો નિયમ લીધો. વધારે મહત્વનું કાર્ય એ થયું કે, કોટડીયા સોમચંદ ઉગરચંદે રૂ૦ ૧૩૧૨) આપી જૈન પાઠશાળા સ્થાપન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. બાદ પંચાયતી અને બીજા ગામના હાજર રહેલા મહાશયો તરફથી મળી કુલ રૂ. ૨૪૦૦) નું સ્થાયી ફંડ પાઠશાળા માટે થયું. વળી "શેઠ માણેકચંદ હીરાચંદ લાયબ્રેરી" સ્થપાઈ છે, જેના સેક્રેટરી કોટડીયા રેવચંદ હેમચંદ વગેરે સજ્જનોનો ધાર્મિકપ્રેમ પ્રશંસનીય છે, રૂ. ૧૦) ઉપદેશક ફંડ અને ૧. ૮) મોરેના વિદ્યાલયને મળ્યા.

**ઓરાણ**—બે વ્યાખ્યાનસભા અને એક શાસ્ત્રસભા કરી. સ્વાધ્યાયી ભાઇ ૩૦ અને વારે વારે અષ્ટદ્રવ્યથી પૂજન કરાવવાનો પ્રબંધ કરાવ્યો. કેટલાકોએ ચામડાના પાત્ર સાથે સ્પર્શ થયેલો ભક્ષ્ય પદાર્થ ખાવાનો ત્યાગ કર્યો. રાત્રી-પાઠશાળાનું નિરીક્ષણ કર્યું. પરીણામ સંતોષજનક છે. અધ્યાપક શા. લલ્લુભાઇ રાયચંદ ધર્મોત્સાહી છે. પાઠશાળાની કમીટીએ તેમના પ્રમોશન માટે ધ્યાન આપવું જોઇએ. ઉપદેશક ફંડમાં રૂ. ૬૧) અને રૂ. ૧) મો. વિ.ને મળ્યા.

**ઉંજેડિયા**—એક શાસ્ત્રસભા અને બીજી વ્યાખ્યાનસભા કરી, જેથી ૨૫ સ્ત્રી-પુરૂષોએ રાત્રિભોજન ત્યાગ અને ૧૫ ભાઇઓએ સ્વાધ્યાયનો નિયમ કર્યો. પંચ તરફથી અષ્ટદ્રવ્યથી પૂજન કરવાનો પ્રબંધ થયો તથા સરસ્વતી પૂજન કરાવતાં પાઠશાળા સ્થાપન કરવાનું મુહુર્ત નક્કી કરાવ્યું. અધ્યાપક મફતલાલે ૬ મહિના ઓનરરી તરીકે શિક્ષણ આપવાનું સ્વીકાર્યું. રૂ. ૨) ઉપદેશકફંડમાં આવ્યા.

**સોનાસણ**—સાત વ્યાખ્યાનસભાઓ કરી જેમાં સ્વાધ્યાયશાળા સ્થાપન કરવાના વિષય-પર વિવેચન કરતાં વિવિધ વિષયોપર વ્યાખ્યાન કર્યું, જેથી ૧૮ ભાઇઓએ સ્વાધ્યાય કરવાની પ્રતિજ્ઞા કરી અને કેટલાંક સ્ત્રીપુરૂષોએ રાત્રિ-ભોજન આદિ અભક્ષ્યત્યાગના નિયમ કરતાં **સ્વાધ્યાયશાળા માટે રૂ૦ ૪૦૦)નું ફંડ** થયું તથા **વીરનિર્વાણ પુસ્તકાલય** નામની સ્વાધ્યાયશાળા સ્થાપી. ઉપદેશક ફંડમાં રૂ. ૮) અને મો. વિ.માં રૂ. ૫) મળ્યા. સોનાસણની પંચે અષ્ટદ્રવ્યથી પૂજન કરાવવાનો પ્રબંધ કરાવવો જોઇએ. જૈન પાઠશાળા સ્થપાયલી છે. અધ્યાપક પં. બુદ્ધસેનજી છે.

**અમદાવાદ**—શેઠ પ્રેમચંદ મોતીચંદ દિ. જૈન બોર્ડિંગના વાર્ષિકોત્સવ પ્રસંગે પહોંચ્યો, અને વિદ્યાર્થીઓનું ધાર્મિકશિક્ષણ તપાસ્યું, તો જણાયું કે વિદ્યાર્થીઓ ભણેલા પાઠ પણ ભૂલતા જાય છે.

**નનાનપુરઃ**—બે સભા કરી, જેથી ૬૨ પુરૂષો અને ૮ સ્ત્રીઓએ રાત્રિભોજન અને અભક્ષ્યત્યાગની પ્રતિજ્ઞા કરી તથા આઠે સ્વાધ્યાયનો નિયમ કર્યો.

**રામપુર**—દિ. જૈનનું માત્ર એકજ ઘર છે તેમનાજ ઘેર ચૈત્યાલય છે. રાત્રે ગામના **અન્યધર્મી ભાઇઓને** એકઠા કર્યા અને 'સંસ્કાર' વિષયપર વિવેચન કર્યું તો કેટલાક ભાઇઓએ ઝેરી જીવોની હિંસા ન કરવી, દારૂ ન પીવો અને તમાકુનો ત્યાગ વગેરેના નિયમ લીધા.

**ફતેપુર**—ચાર શાસ્ત્રસભા અને પાંચ વ્યાખ્યાનસભાઓ કરી, જેમાં સ્વાધ્યાય, શાસન-સંસ્કાર, સુરીતિ પ્રચાર, અભક્ષ્ય ત્યાગ અને જિનપૂજન વગેરે ઉપર વિવેચન કર્યું. સ્વાધ્યાય કરવાનો નિયમ ઘણાખરા ભાઇઓને છે તથા બીજા ૬ એ સ્વાધ્યાયની પ્રતિજ્ઞા કરી અને પંચતરફથી એક વર્ષ સુધી અષ્ટદ્રવ્યથી પૂજન કરાવવાનો પ્રબંધ કરાવ્યો. કેટલાક સ્ત્રીપુરૂષોએ રાત્રિભોજન ત્યાગ અને ચામડાના પાત્ર સાથે સ્પર્શ થયેલો ભક્ષ્ય પદાર્થ ખાવાનો ત્યાગ કર્યો અને દુધ, દહીં વગેરેની મર્યાદિત ક્રિયા કરવાનું કબુલ્યું. પાઠશાળા માટેનું ફંડ થયું છે. પંચ માસિક રૂ. ૨૦)ના પગારથી એક અધ્યાપક ઇચ્છે છે, જે પ્રાંતિકસભાએ તજવીજ કરી મોકલી દેવો જોઇએ. પંચ તરફથી શેઠ ચુનીલાલ રાયચંદે પ્રાં. સભાના કાર્યોની પ્રશંસા કરીને ઉપદેશક ફંડનો આભાર માન્યો, જેથી ઉપદેશક ફંડમાં રૂ. ૨૩) અને રૂ. ૭) મો. વિ. ને મળ્યા.

**આસરોડા**—દિ. જૈનનું એકજ ઘર છે. રાત્રે ગામના ખેડુતોને એકઠા કરી સભા કરી, જેથી કેટલાક સ્ત્રી પુરૂષોએ મદ્ય, માંસ, મધ અને તમાકુ-બીડીના ત્યાગનો નિયમ લીધો અને જુ વગેરે ઝેરી જીવોની હિંસાનો ત્યાગ કર્યો.

ગઢોડા—એક શાસ્ત્રસભા કરી. બેએ રાત્રિભોજન ત્યાગ અને સ્વાધ્યાય કરવા સ્વીકાર્યું. રૂ. ૨) ઉપદેશકફંડમાં મળ્યા.

ઈડર-એક વ્યાખ્યાન સભા શા. પુનમચંદ સાંકળચંદના પ્રમુખપણા નીચે કરી, જેમાં "પુરૂષાર્થ" વિષયપર વિવેચન કર્યું. શ્રાશેઠબાઇ પાઠશાળાનું નિરિક્ષણ કર્યું, પરિણામ સંતોષજનક છે. અધ્યાપક ભાઇ નાથાલાલ સૌભાગચંદ છે. આ પાઠશાળાના આશ્રયે કન્યાશાળા અને શ્રાવિકાશ્રમ ચાલુ છે, જેમાં ૩૦ બાળકીઓ અને પાંચ શ્રાવિકાઓ ધર્મશિક્ષણ મેળવી રહી છે. અધ્યાપિકા મૈનાબાઇની શિક્ષણપદ્ધતિ પ્રશંસનીય છે. અહીં પહાડ ઉપર એક વિરતીર્ણ મંદિર શ્રી સંભવનાથ સ્વામીના નામથી પ્રસિદ્ધ છે. આ મંદિર પ્રાચીન હોવાથી બહુજ જીર્ણ થઇ રહ્યું છે. આ પ્રાંતના જૈનો અને ઈડરના ભટ્ટારકજીએ એક ફંડ કરી આ મંદિરનો જીર્ણોદ્ધાર કરવો જોઇએ.

વડાલી-અમીઝરા પાર્શ્વનાથના દિ. જૈન મંદિરની સરહદમાં જે મોટી ધર્મશાળા છે, તેમાં ૬ શ્વે. સાધુઓને જનસમુહ સાથે સભા કરતા જોયા, જેમાં હું પણ સામેલ થયો અને 'જૈન ધર્મ' ઉપર વિવેચન કર્યું તથા વિવિધ પ્રકારના પ્રશ્નોત્તર થયા. અતીશયયુક્ત પ્રતિમા શ્રી પાર્શ્વનાથજીની પાસે એક પ્રતિમા સ્થપાઇ છે. પુજન પ્રક્ષાલ અને ભંડાર વગેરેનો પ્રબંધ સ્થાનિક શ્વેતાંબરીના હસ્તક છે. ઇડરના ભટ્ટારક અને તીર્થક્ષેત્ર કમીટીએ ધ્યાન આપી નહિતર હાથમાં લેવો જોઇએ.

બાલીસણા-'અભક્ષ્યત્યાગ અને સ્વાધ્યાય પ્રચાર' ઉપર બે વ્યાખ્યાન સભાઓ કરી, જેથી પાંચે શાસ્ત્રસ્વાધ્યાય કરવાની પ્રતિજ્ઞા કરી તથા રાત્રિભોજનનો ત્યાગ કર્યો. પંચને અષ્ટદ્રવ્ય વડે જિનપૂજન કરાવવાની પ્રેરણા કરી. અહીંનું જિનમંદિર જીર્ણ થઇ પડવા લાગ્યું છે તે તરફ પંચે ધ્યાન આપવું જોઇએ. ઉપદેશક ફંડમાં રૂ. ૪) મળ્યા.

કરોળ-"જૈનોની ક્રિયા અને સુરીતિ પ્રચાર" ઉપર બે વ્યાખ્યાન આપ્યાં. પંચથી અષ્ટદ્રવ્યવડે પૂજન કરાવવાનો પ્રબંધ કરાવ્યો અને આઠે સ્વાધ્યાય કરવાનું કબુલ્યું. રૂ. ૪) ઉપદેશક ફંડમાં આવ્યા.

સઢાછીનામુવાડા-અત્રે દિ. જૈનોના દશ ઘર છે, પરંતુ ચૈત્યાલય એક પણ નથી. પંચને ચૈત્યાલય સ્થાપન કરવા માટે પ્રેરણા કરી. આઠ ભાઇઓએ સ્વાધ્યાય કરવાનું સ્વીકાર કર્યું અને છએ રાત્રિભોજનનો ત્યાગ કર્યો. રૂ. ૨)ઉપદેશક ફંડમાં મળ્યા.

વાસણાચોધરી-બે સભા કરી, જેથી ૫ બાઇઓએ રાત્રિભોજન ત્યાગ અને ૪ ભાઇઓએ સ્વાધ્યાય કરવાની પ્રતિજ્ઞા કરી. અત્રે ચૈત્યાલય નહોતું જેથી પંચનું ચિત્ત તે તરફ આકર્ષ્યું, તો રૂ૧૦ રવ૬)ની રકમ ચૈત્યાલય સ્થાપન કરવાને એકઠી થઇ રૂ. ૩ા ઉપદેશક ફંડમાં આવ્યા

દરોરા-સદાચાર અને સ્વાધ્યાય ઉપર વિવેચન કરવાથી ૨૫ સ્ત્રી પુરૂષોએ રાત્રિ ભોજન-ત્યાગ અને પંદરે સ્વાધ્યાયનો નિયમ લીધો. રૂા. ૪) ઉપદેશક ફંડમાં આવ્યા.

પેથાપુર-એ સભા કરી. કેટલાકે હિંસક અને ઝેરીલા જીવોની હિંસાનો ત્યાગ કર્યો. અત્રે પાઠશાળા છે, જેમાં ૨૦ વિદ્યાર્થી ભણે છે, શા. ચુનીલાલ સાં. ઉત્સાહી છે રૂ. ૨) ઉપદેશક ફંડમાં આવ્યા.

ઉપલા રિપોર્ટમાં દરેક પંચે એક વર્ષ માટે અષ્ટદ્રવ્યથી પૂજન કરાવવાનું કબૂલ્યું છે તથા સદાચાર અને સુરીતિ પ્રવૃત્તિમાં ચામડાના સ્પર્શવાળા પદાર્થ ખાવાનો ત્યાગ કર્યો છે તથા મરણવગેરેના શોકમાં આ પ્રાંતની સ્ત્રીઓમાં ઉઘાડી છાતિએ ભરબજારમાં દિવસમાં ત્રણ ત્રણ વખત કૂટવાનો રિવાજ બંધ કરાવ્યો છે. હું બીજા ગામોની પંચો કે જેઓ એક બીજી પંચની શરમ રાખીને એમ કહે છે કે અમારી સ્ત્રીઓ જો ઉઘાડી છાતિએ નહિ કૂટશે તો અમને પંચ ન્યાતબહાર કરશે, જેથી પછી અમોને ત્રણ ત્રણ દિવસની ઉમરના બાળકોની સગાઇ કરી દેવામાં કઠિનતા પડશે !! વગેરે કહેનારાઓનું ધ્યાન એ બાબત ઉપર આકર્ષિત કરું છું.

દરેક પંચના ઠરેલ અને વયોવૃદ્ધ આગેસરો ! આગળ પાછળનો વિચાર કરો ! ધ્યાન આપો અને ઉપલી પંચોનું અનુકરણ કરો, જેથી પછી આપોઆપજ બાળક-બાળકીઓના લગ્ન કરવાની ઉમર ૧૫ વર્ષ સુધીના કરવાનો સુધારો થઇ જશે અને રડવા કૂટવાનો બેહુદ અને બેશરમ રિવાજ પણ નાબુદ થશે, પણ તમે દીર્ઘવિચારી અને સહનશીલ બનો ત્યારેજ એ સુધારાઓ થઇ શકશે.

જૈનજાતિસેવક-

ઠાકોરદાસ ભગવાનદાસ ઝવેરી,
મંત્રી, ઉપદેશક વિભાગ, દિ. જૈ. પ્રાં. સભા.

# तीर्थक्षेत्र कमेटीका ट्रेडमार्क।




उपरोक्त हेडिंग भारतवर्षीय दिगम्बर जैन तीर्थक्षेत्रकमेटीका मानस्थंभाकार मार्क है, जिसकी सूचना समय २ पर जैनमित्रादि पत्रों द्वारा समाजको मिलती रही है। उपरोक्त मार्क ती० क्षे० क० से सहमत दि० जैन तीर्थोंके कार्यकर्त्ता मान्यवर महाशयोंने खुशीसे अपने २ प्रबंधके तीर्थपरकी रसीदोंमें लगवा लिया है। कोई दो चार महाशय ही ऐसे इने गिने बाकी रह गये हैं कि जो कमेटीका मार्क लगवानेमें अपनी मौरूसी डूबनेका ख्याल करते हैं। शायद उनके दिलमें यह बात बैठी हुई है कि अमुक तीर्थके जो हम प्रबंधकर्त्ता हैं वह हमारे बड़ोंकी मौरूसी है। हम कमेटीका मार्क लगवा लेंगे तो फिर उसमें कमेटीका हक हो जायगा।

हम अफसोसके साथ कहते हैं कि न मालूम कब उनके हृदयसे इस कुमतका नाश होगा और वह कब अपने स्वच्छ हृदयमें इस सुमतविचारको स्थान देंगे कि भा० व० दि० जैन ती० क्षे० क० और दि० जैन तीर्थ सामान्य दिगम्बर जैन सम्प्रदायके हैं । यह खास किसी एक व्यक्तिके नहीं हैं और न कभी हो सकेंगे । जबतक यह उत्तम विचार उनके न होंगे तबतक वह न अपना ही भला कर सकेंगे और न समाजका या समाजकी मर्यादाका भला कर सकेंगे। अतएव ऐसे महाशयोंके लिये श्रीजीसे प्रार्थना है कि उनको सुबुद्धि दे ।

अब पुनः दिगम्बर जैनसमाजको याद दिलाई जाती है और सूचना दी जाती है कि जिस किसी तीर्थ स्थानपर ती० क्षे० कमेटीके मानस्थंभाकार ट्रेड-मार्ककी रसीद तुम्हारे देखनेमें न आवे कदापि उस तीर्थपर भंडारादिमें द्रव्य देकर उसका दुरुपयोग न करावें। उपरोक्त मार्ककी रसीद मिलनेसे ही द्रव्य प्रदान करें जिससे कमेटी उस द्रव्यका यथार्थ हिसाब जांच कर उसका यथार्थ उपयोग करा सके।

## श्री सम्मेदशिखरजी जानेवाले यात्रियोंको सूचना।

सम्मेदशिखरजीकी यात्रा करनेवाले दिगम्बर जैन भाइयोंको श्वेताम्बरियों की तरफसे कुछ रोक टोक की जाती है । लेकिन यह बात कदापि नहीं है और न हो सकती है । हम लोग दिगम्बर और श्वेताम्बर सब अपनी २ आम्नाय और इच्छा-प्रमाण हमेशाकी रीत्यनुसार स्वतंत्रतापूर्वक पर्वतपर तथा टोंकोंमें व नीचे अपना २ धर्म सेवन करते हैं; कुछ किसीकी किसीको रोक टोक नहीं है और न कभी हो सकेगी ।

## दूसरा सुभीता ।

अब ईसरी स्टेशनसे मधुवन तक ता० १० जनवरीसे मोटरगाडी चलनेका निश्चय होगया है और किराया भी सिर्फ १) रु० सवारी मय सामानके रक्खा गया है । इसलिये हरएकको यात्रा करनेके लिये शिखरजी जाने का विशेष सुभीता होगया है। इतना ही नहीं, बल्कि राजगिरि, पावापुरी, गुणावाजी, कुंडलपुरजी, मंदारगिरजी, चम्पापुरजी आदि तीर्थोंपर भी धर्मात्मा भाइयोंकी सहायतासे धर्मशालायें आदि बनजानेकी वजहसे यात्रार्थ पधारनेवाले भाइयोंको ठहरने आदिका विशेष सुभीता होगया है । अतः सभी भाइयोंका फर्ज है कि वे जहां २ जावें सानंद यात्रा करें और अपने कारखानोंकी भले प्रकार देखरेख करें और यदि वहां किसी प्रकारकी त्रुटि देखें तो वहांके मुनीम पुजारी आदिको मधुर वचनोंद्वारा समझाकर उस त्रुटिको दूर करावें । यदि कोई विशेष बात हो तो हर एक तीर्थपर रहनेवाली निरीक्षक बुकमें उस बातको लिखाकर दें, जिससे कि कमेटी उसपर पूर्ण विचार कर

सुप्रवेश करा सके। यात्री महाशयोंका यह भी फर्ज है कि वहांके धर्म आयतनोंकी पूर्तिके लिये मुनिमकी प्रार्थनापर विशेष २ ध्यान देवें तथा भंडारादि द्रव्य दे मानस्थंभाकार कमेटीका उपर्युक्त ट्रेडमार्क लगती हुई रसीद लेवें।

मुकद्दमोंके विषयमें सब लोगोंको जानना चाहिये कि केस नं० २७५ जो पट्टे बाबतका अपनी तरफसे दायर किया गया था उसके लिये कमीशन विलायत गया है, उसमें अभी बहुत देरी है।

केस नं० २८८ जो श्वेताम्बरियोंने अपने ऊपर दायर किया था उसमें सिर्फ एक कमीशन कलकत्तेके लिये निकला था, जिसमें राय बद्रीदास और रामचंद जेठाभाई (श्वे०) की गवाही हुई। बाकी गवाह देना श्वेताम्बरियोंने अस्वीकार किया, अदालतके साम्हने देनेको कहा है। अस्तु, कलकत्तेका कमीशन खतम हो गया।

जैनसमाजका सेवक—

भागमल प्रभुदयाल, महामंत्री।



## गुजरातनी यात्रा.

तीर्थयात्रा ए धार्मिक प्रवास छे. प्राचीन समयना महान् सद्गुणी पुरुषोना सत्कार्यना अमर यातो चिन्ह मात्र रहेला कीर्तिस्तंभोना दर्शन करवा ते सद्गुणी, आत्मसंयमी, परोपकारी पुरुषना चरणारविंदथी पवित्र थयली भूमिपर जइ किंचित मात्र पण पवित्र थवानी इच्छाथी जे पर्यटण करवुं, तेने यात्रा कहे छे. ते यात्रा घणुं करीने शीतऋतुमां करवामां आवे छे. आवा शीतऋतुना समारंभमां मुंबाइथी अमो आठ श्राविकाओ गुजरातनी पवित्र भूमि सिद्धक्षेत्र गिरनारनी वंदनार्थे गुजरात तरफ जती रातनी फास्ट ट्रेनमां जवा नीकळ्यां अने बीजे दिवसे सवारमां लगभग दश वाग्याने सुमारे अमे गुजरातना पाटनगर अमदावाद पहोंच्या.

अमदावादमां त्रण दरवाजे आवेली शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डींग स्कूलमां अमे उतारो कर्यो. अहिंआ दिगंबर जैन भाइओनां ३० घर छे. शहेरमां बे अने बोर्डींगमां बे मळी कुल चार दि. जैन मंदिर छे. अहिं चार दिवसना अरसामां अमे शहेर बहार नदीपार आवेला श्रीयुत् मोहनलाल करमचंद गांधीए स्थापेला सत्याग्रह आश्रमनी मुलाकात लीधी, त्यां मी. गांधी साथे कन्याकेळवणी अने विधवाकेळवणी केवा प्रकारनी अने केवी रीते अपाववी जोइए, ते संबंधमां केटलीक वातचीत करी; आश्रमना नित्यनियमो जाण्यां, त्यां अपातुं सुतारी अने शाळकाम जोई मी. गांधीना विशाळ ग्रन्थमंदिरनुं निरीक्षण करी ते दिवस व्यतीत कर्यो. बीजे दिवसे शहेरना अन्य संबंध धरावता सद्‌गृहस्थोनो मेळाप करी, त्यांनी चीमनलाल नगीनदास बोर्डींगनी मुलाकात लीधी.

આ પ્રમાણે દિવસો વ્યતીત કરી ચોથે દિવસે સાંજે ખંડવા, બડવાહ અને સનાવદથી અત્રે આવેલા શેઠ ધનશ્યામશાહજી અને પુમહુશાહજીના કુટુમ્બીઓ સાથે અમે લગભગ ચોવીસ મનુષ્યો ગીરનારજી જવા નીકળ્યા.

બીજે દિવસે બપોરે બે વાગ્યાને સુમારે અમે જુનાગઢ શહેર પહોંચ્યા. અહિંથી ગિરનાર તળેટી દોઢ માઇલને અંતરે છે. શહેરમાં એક દિ. જૈન મંદિર અને એક ધર્મશાળા છે. તળેટીમાં પણ એક વિશાળ ધર્મશાળા અને જિનાલય છે. આ ધર્મશાળાની તદ્દન નજીક **ગિરનાર પર્વત** પર જવાનો રસ્તો છે.

તા૦ ૧૯–૧૦–૨૫ પ્રાતઃકાળે અમે પહાડપર દર્શનાર્થે ચઢવાનું શરૂ કર્યું. આ પહાડપર જવા માટે માણસદીઠ એક આનાની ટીકીટનું સરકાર તરફથી નાકું લેવામાં આવે છે. પહાડપર ચઢવાનો માર્ગ પત્થરનાં બાંધેલાં નિયમીત પગથીયાં છે. પૂર્વ દિશામાં અરૂણોદયના ઝળહળતાં કિરણોના પ્રકાશ થવાની સાથે અમે **પહેલી** ટૂંકે આવી પહોંચ્યા. અહિંઆ એક દિગંબરી અને એક શ્વે૦ ધર્મશાળા છે; જ્યાં યાત્રાળુઓ કેટલીક વખત રાત્રિવાસો પણ કરે છે. અહિં આગળ બે દિગંબરી જિનાલયો છે.

અહીંથી પૂજા કરી આગળ ચાલતાં વૈષ્ણવ સંપ્રદાયની બે ત્રણ ટુંક આવ્યા પછી પાંચમી ટૂંક પરમપૂજ્ય બાવીસમા તીર્થંકર **શ્રી નેમનાથ સ્વામીની** આવે છે; કે જ્યાંથી નેમનાથસ્વામી મોક્ષે ગયા હતા એમ કહેવાય છે. આ ટૂંકપર તેમનાં ચરણ છે, જે ચરણને જુદા જુદા નામથી દરેક સંપ્રદાય પૂજ્ય માને છે.

અહિંથી તેજ રસ્તે પાછા ફરતાં પહેલી ટૂંક આગળથી શેષાવન જવાનો રસ્તો આવે છે. રસ્તામાં કેટલાક મુનિઓનાં ચરણ આવે છે. કહેવાય છે કે શેષાવનમાં નેમનાથસ્વામીએ દીક્ષા લીધી હતી અને અહિંજ તેમને કેવળજ્ઞાન ઉપન્યું હતું. આ પર્વતપર શ્વે. જૈન મંદિરો પણ છે. નિર્મળ પાણીના ઝરા, કુંડ અને ઉપયોગી ઔષધી ઘણી નજરે પડે છે. પર્વત ઉપર પહેલી ટૂંક સિવાય અન્ય સ્થળે ચઢાવેલા દ્રવ્યનો ઉપયોગ અન્ય મતાવલમ્બીઓ કરે છે. પહેલી ટૂંકે મંદિરમાં પણ એક ગોલક રાખવાની જરૂર છે. શેષાવનના રસ્તાથી નીચે તળેટીમાં જવાય છે; પણ આ રસ્તો વિકટ છે તેથી તેને **ગેબી રસ્તો** કહે છે.

આ સ્થળ ઘણું શાન્ત અને પવિત્ર છે. આ પ્રમાણે વંદના કરી લગભગ સાડાબારને સુમારે અમે નીચે તળેટીમાં આવ્યા.

અમે અહિંયાં લગભગ આઠ દિવસ રહ્યા, તે દરમ્યાન ચોવીસ મહારાજની પૂજાનું મંડલવિધાન કીધું, અને જુનાગઢ શહેરનાં પ્રાચીન અને પ્રખ્યાત સ્થળોની મુલાકાત લીધી. આ શહેર નવાબના તાબે છે, પરંતુ હાલમાં શાહજાદા નાની વયના હોવાથી અંગ્રેજ શહેનશાહતનો પ્રતિનિધિ (Rejent) બધો કારોબાર કરે છે. શહેરની ધર્મશાળામાં કૂવો તદ્દન અધૂરી અવસ્થામાં હોવાથી અને કામ અપૂર્ણ હોવાથી તેના પત્થરો ધર્મશાળાના ચોગાનમાં જેમ તેમ પડેલા હોવાથી યાત્રાળુઓને ઘણી અડચણ પડે છે; માટે આ કૂવો પૂરો ખોદાવી પાણીની જોગવાઈ કરી આ મુશ્કેલી દૂર કરવા ગિરનાર કમીટીએ ખાસ ધ્યાન આપી તે બાબત ત્યાંના મુનિમને સૂચના કરવી જોઇએ.

આઠમે દિવસે બપોરે અમે સિદ્ધક્ષેત્ર પાલીતાણા જવા નીકળ્યા અને બીજે દિવસે સવારમાં દશ વાગે ત્યાં પહોંચ્યા. અહિંઆ શહેરમાં એક દિ. જૈન વિશાળ ધર્મશાળા અને સુશોભિત મંદિર છે. આ વખતે પાલીતાણામાં સખ્ત પ્લેગ ચાલતો હતો. પહેલે દિવસે અમે પાસે આવેલા મહુવા શહેરમાં 'શ્રીવર્ધમાન' નિરા-

ળવા ગયા હતા. બીજે દિવસે પ્રાતઃકાળમાં પવિત્ર શ્રી શેત્રુંજયગિરિપર વંદના કરી. પહાડ ઉપર એક દિગંબર જૈન મંદિર છે. આ સ્થળને શ્વેતામ્બર જૈનમતાવલંબી બંધુઓ સિદ્ધાચળ માને છે. તેમનાં અહિં સાડા ત્રણ હજાર મંદિરો બંધાવેલાં કહેવાય છે. ઉપરના મંદિરમાં વિધિવત્ પૂજા કરી લગભગ ૧૧ વાગે નીચે આવ્યા. બીજે દિવસે શહેરના મંદિરમાં વિધિવત્ પ્રક્ષાલ પૂજા કરી. દરરોજ રાત્રે અત્રેના મુનિમ ધરમચંદજી તરફથી શાસ્ત્રવાંચન અને ધર્મોપદેશ થતો હતો.

અહિંથી અમે ભાવનગર ગયા અને ત્યાંની પાઠશાળાની પરીક્ષા લીધી. બીજે દિવસે પાસે આવેલા ઘોઘા શહેરમાં દર્શન કરવા ગયા હતા અને તેજ રાત્રે ભાવનગરની પાઠશાળાના વિદ્યાર્થીઓને સભા ભરી ઇનામ વહેંચ્યું. સભામાં શહેરના સ્ત્રી પુરુષોની સારી સંખ્યા હાજર હતી. આ પ્રસંગે 'સ્ત્રી કેળવણી' વિષે એક વ્યાખ્યાન કરવામાં આવ્યું હતું, અને તેમાં સર્વ કોમોથી અધિક અજ્ઞાન અંધકારમાં ડૂબી રહેલી જૈન બાળિકાઓ અને વિધવાઓ માટે આત્મ અને દેશકલ્યાણ માટે કેળવણી કેટલી આવશ્યક છે તે દૃષ્ટાંતદ્વારા સ્પષ્ટ કરી બતાવવામાં આવ્યું હતું. અહિં શહેરમાં દિ. જૈનનાં ૩૦ ઘર અને એક મંદિર છે. અહિંથી અમે તારંગાજી ગયા. ત્યાં પહાડપર એક ધર્મશાળા અને એક મંદિર છે. અહિંથી પછી આબુજી ગયા. અત્રે નીચેના ખરાડી શહેરમાં એક ધર્મશાળા અને એક મંદિર છે. અહીંથી અમો અજમેર ગયા. અહીં બે ધર્મશાળા અને બધાં મળી તેર મંદિર છે. જેમાંના મુળચંદજી સોનીના બે મંદિરો ઘણાં જોવાલાયક છે. અહિં જૈનોની વસ્તી ઘણી છે. અહીંથી અમે કેશરીયાજી વંદના માટે ઉદેપુર ગયા.

ઉદેપુરમાં દિગંબર જૈનોનાં ૩૦ ઘર અને આઠ મંદિર છે. અહિંથી ધુળેવ (કેશરિયાજી) વીસ ગાઉને અંતરે છે. ત્યાં જવા ટાંગા અને બળદગાડી મળે છે. અહિંનું ચલણી-નાણું મુખ્યત્વે ચિતોડી છે. ઉદેપુરથી ધુળેવ જતાં રસ્તામાં ચોકી માટે પૈસા આપવા પડે છે. ધુળેવ પહોંચતાં ટાંગાને એક અને બળદગાડીને બે દિવસ લાગે છે. ત્યાં રહેવા માટે જૈન ધર્મશાળા છે. શહેર વચ્ચે શ્રી કેશરીયાજીનું વિશાળ મંદિર છે, તેમાં આખો દિવસ વખતસર પૂજનક્રિયા થયા કરે છે. તેનો મુખ્ય કાર્યભાર ઉદેપુર મહારાણાને હસ્તક છે. શહેરમાં દિ. જૈનોમાં ૧૦૦ ઘર છે અને એક પાઠશાળા છે. અત્રે એક દિવસ બપોરે પાઠશાળાના વિદ્યાર્થીઓની પરીક્ષા લઇ તેમને ઇનામ વહેંચવામાં આવ્યું અને રાત્રે એક ધર્મસભા ભરી, તેમાં "જ્ઞાન સિવાય આચરણ નકામું છે અને જ્ઞાન એજ આત્મોદ્ધારનું કારણ છે, માટે હરેક પુરુષે તેને ઉત્તેજન આપવા બનતો પ્રયાસ કરવો જોઇએ" તે સંબંધમાં લંબાણથી વિવેચન કરવામાં આવ્યું. અહિં બે દિવસ પૂજનાદિ કરી પાછા ઉદેપુર ગયા. ત્યાં જતાં રસ્તામાં પરસાદ નામે ગામ આવે છે. અહિંઆ એક મંદિર અને એક પાઠશાળા શેઠ માણેકચંદ પાનાચંદ તરફથી ચાલે છે. ગામમાં જૈનોનાં ૭૫ ઘર છે.

કેશરિયાજીની યાત્રા કરીને અમો કાર્તક સુદ સાતમે પાછા ઉદેપુર આવ્યા. આંહમે નિત્યકર્મ કરી મંદિરે પૂજા કરી અહિંની પાઠશાળાની મુલાકાત લીધી. રાત્રે અહિંના જૈનોની એક સભા ભરી 'સ્ત્રી કેળવણી' વિષે ભાષણ આપવામાં આવ્યું હતું અને શ્રાવકાશ્રમ માટે રૂા. ૩૦) ભરાયા હતા. બીજે દિવસે અમે રતલામ ગયા. અહિં શહેરમાં ત્રણ મંદિરો છે; અને એક શેઠ માણેકચંદ પાનાચંદ બોર્ડીંગ હાઉસ છે. અહિંથી સાંજે અમે

અમારો યાત્રાપ્રવાસ પૂર્ણ કરી કાર્તિક સુદ ૧૧ બુધવારે પંજાબમેલમાં મુંબાઇ આવી પહોંચ્યા.

વળી તા. ૨ થી તા. ૨૨મી ડિસેંબર સુધીમાં અમોએ ( કંકુબ્હેન, કુમારી શ્રીદેવીબાઇ અને મેં ) થોડું દેશાટન કર્યું. દરેક મનુષ્ય કોઇપણ ઉદ્દેશ વગર કાર્ય કરી શકતું નથી, એજ તત્ત્વને લઇને અમો નાગપુર વગેરે જગ્યાએ જવાના હતા, પણ ત્યાં પ્લેગ ચાલે છે, એવી ખબર મળવાથી અમો વડોદરા ગયા અને ત્યાં શા. માણેકલાલ નાનચંદને ત્યાં ઉતર્યા. પ્લેગને લીધે એક ધર્મશાળામાં રહેતા હતા, છતાંપણ શહેરમાં જોવાલાયક ઘણી સંસ્થાઓ હતી, તેથી ત્યાં બે દિવસ રહી, ટ્રેનિંગકોલેજ, સેન્ટ્રલ લાઇબ્રેરી, કીન્ડરગાર્ટનની સંસ્થાઓ જોઇને ઘણો આનંદ થયો. આવી સંસ્થાઓ અમોએ હમણાંજ જોઇ છે. જૈન શ્રાવિકાશાળાની મુલાકાત લીધી. તેમજ છોકરાઓની પાઠશાળા પણ જોઇને ઘણો આનંદ થયો, પરંતુ અભ્યાસક્રમ ઠીક નહોતો તે ઠીક કરાવી આપ્યો. ઘરની સંખ્યા ૨૫ ની છે, પણ ખેદ થાય છે કે અહીં પણ તડનું બીજ વાવી મુકેલું છે. અહીંથી તા. ૬ ઠીએ દાહોદ ગયા. અહીં દિ૦જૈનોના ઘર ૧૦૦-૧૫૦ છે. પાઠશાળા બંધ છે, પણ અક્ષરજ્ઞાન છોકરીઓને તથા ઘણાખરા બૈરાંઓને જોઇને શાંતિ લાગી. અહીં બે ત્રણ બાઇઓ તત્ત્વવિચારમાં ઘણી યોગ્ય છે. અહીં ત્રણ ચાર સભા કરી, તેમાં એક જાહેરસભા કરી, જેમાં દાહોદના મામલતદાર વગેરે અધિકારીઓ આવ્યા હતા. શ્રાવિકાશ્રમ માટે રૂ૦ ૧૮૦) ની મદદ મળી તથા કુંવારી એક બાઇ આશ્રમમાં રહેવા આવી. અહીંથી આગળ મન્દસોર થઇને તા. ૧૦મીએ દિવસે નિકળી તા. ૧૧ મીએ પરતાપગઢ પહોંચ્યા. અહીં ચાર મંદિર મોટાં મોટાં છે. ઘર સંખ્યા ૩૦૦)ની છે, પરંતુ તડ અને તેરા-વીસના કલેશથી ધર્મમાં આર્તધ્યાન થાય છે, અહીં રતનચંદજી જુઆને ત્યાં ઉતર્યા. ચાર સભાઓ કરી. મહાવીર કન્યાશાળા કે જેમાં ૧૦૦ કન્યાઓ શીખે છે તે, ઘીયાવાળાની પાઠશાળા અને છોકરાઓની પાઠશાળા જોઇ. મહાવીર કન્યાશાળાનું કામ શિક્ષિત બંધુઓની એક કમીટી કરે છે અને પ્રબંધ ઘણો સારો છે. અહીંથી આશ્રમને રૂ૦ ૩૫૦) જેટલી મદદ મળી. આ પ્રસંગે અમારી સાથે વડનગરના ઉપદેશક પં. કસ્તુરચંદજી પધાર્યા હતા અને તેમણે પણ સભાઓ કરી હતી, જેથી માળવા પ્રાં૦ સભાને રૂ. ૫૦)ની મદદ મળી હતી. અત્રે કેટલીક બાઇઓએ નિયમવ્રત લીધાં અને ચાર પાંચ બાઇઓએ શ્રાવિકાશ્રમમાં આવવાની મંજુરી આપી. અહીંથી તા. ૧૭મીએ નિકળીને મંદસોર આવ્યા. અહીં પણ દિ. જૈનોના ૭૫ ઘર અને ત્રણ મંદિર છે, સભાઓ કરી. અને શ્રી. ઉદાસીન શ્રાવિકા હગામીબાઇ પાસે ધર્મચર્ચા કરીને તા. ૨૧મીએ નીકળી તા. ૨૨ મી ડિસેંબરે અમે મુંબાઇ આવ્યા.

---

હતા તેવું અમારે પણ કરવુંજ જોઇએ એવી ખોટી હઠ માણસોએ ત્યજી દેવી જોઇએ. તેમણે કરેલાં ફક્ત સારાં કૃત્યોનુંજ અનુકરણ કરવું જોઇએ નહિ કે ખોટાં. દરેક માણસે વરા કરતી વખતે તેમાં થોડો ખર્ચ ઓછો કરીને તે પૈસા વિદ્યાદાનમાં આપવા જોઇએ. હાલના વખતમાં કેળવણીનો પ્રચાર આખી દુનીઆમાં ઘણોજ થયેલો છે. જાપાન, અમેરિકા, ઇંગ્લાંડ વિગેરે દેશોની ચડતી અથવા આબાદી ત્યાંની કેળવણી તથા વેપારને લીધેજ છે, માટે આપણા દેશમાં પણ વિદ્યાનો પ્રચાર કરવાને બનતો પ્રયત્ન કરવો એ દરેક હિંદવાસીની મુખ્ય ફરજ છે.

દરેક માણસ પાસેથી થોડા કે વધારે પૈસા કોઇ શુભ પ્રસંગે કઢાવવા જોઇએ અને તેનો ઉપયોગ વિદ્યાદાનમાં કરવો એ પણ જ્ઞાતિના આગેવાનોની ફરજ છે. શ્રીમંતોએ પણ હદમાં રહીને ખર્ચ કરવો અને ગરીબોને મદદ કરવાને તથા તેમને ધંધે વળગાડવાને બનતો પ્રયત્ન કરવો જોઇએ. દરેક જણે લગ્નાદિ શુભ પ્રસંગે અમુક રકમ બચાવવી અને તે દ્રવ્ય બોર્ડિંગો, અનાથાશ્રમો, વિદ્યાલયો, બ્રહ્મચર્યાશ્રમો તથા બીજી ધાર્મિક સંસ્થાઓ કે જ્યાં ગરીબોનું પાલણપોષણ થાય છે અને તે ઉપરાંત તેમને વિદ્યાભ્યાસ કરાવવામાં આવે છે ત્યાં મોકલવું જોઇએ. પૈસાદાર ગૃહસ્થોએ એક સ્કૉલરશીપ ફંડ પણ સ્થાપવું જોઇએ કે જેમાંથી સ્કૉલરશીપ મેળવવાને દરેક વિદ્યાર્થી બનતો પ્રયત્ન કરશે અને આખરે જે વિદ્યાર્થી મહેનતુ તથા લાયક હશે તેને સ્કોલરશીપ મળશે. હાલમાં ઘણીવાર એમ બને છે કે પૈસાદારના છોકરા ભણી શકતા નથી અને ગરીબ લોકોના છોકરા ઘણા મહેનતુ તથા ભણવામાં ઘણા હોંશિયાર હોય છે, પણ તેમની પાસે પૈસા ન હોવાથી અભ્યાસ મુકી દેવાની જરૂર પડે છે, માટે આવા વિદ્યાર્થિઓને પણ તે ફંડમાંથી મદદ આપવાની ઘણી જરૂર છે. બીજું મજુર વર્ગમાં પણ કેળવણીની ઘણી જરૂર છે. મીલોમાંથી તથા બીજી જગાઓમાં હજારો મજુરો કામ કરે છે, તેમાંના સેંકડે પાંચ ટકા પણ પોતાનું નામ પણ લખી શકતા નથી, માટે આવા લોકોને ભણાવવા માટે રાત્રિશાળાઓ પણ તે ફંડમાંથી સ્થાપવાની જરૂર છે કે તેઓ જે કામ કરવા જાય તે રાત્રે થોડું ઘણું ભણે. જ્યાં સુધી મજુરવર્ગની સ્થિતિ સુધરી નથી ત્યાં સુધી આપણા દેશની અથવા આબાદીની આશા રાખવી વ્યર્થ છે. આવા લોકોને કેળવણી આપવા સારૂ દરેક દરેક મોટા શહેરમાં રાત્રીશાળાઓ પણ સ્થાપવી જોઇએ.

ન્યાતના આગેવાનોએ જમણ પ્રસંગે જમણ કરનાર દરેક જણ પાસેથી થોડા ઘણા પૈસા ભેગા કરવા અને એક મોટું ફંડ કરવું જોઇએ, તેમાંથી પોતાની જ્ઞાતિના તેમજ બીજી જ્ઞાતિઓના છોકરા તથા છોકરીઓને કેળવણી આપવી જોઇએ. વળી તે ફંડમાંથી વેપાર રોજગાર વધે એવે રસ્તે પણ પૈસા ખર્ચવા તથા તેમાંથી જુદી જુદી ધાર્મિક સંસ્થાઓ જેવી કે બોર્ડિંગ, અનાથાશ્રમ, ઉદાસીનાશ્રમ વગેરેમાં પૈસાની બનતી મદદ કરવી. આ પ્રમાણે કરવાથી પૈસાનો સદુપયોગ થશે, મજુરો પણ કેળવણીની કિંમત સમજતા થશે, લોકોમાં કેળવણીનો પ્રચાર વધશે, ભીખારી જેવા રખડતા માણસો કામે લાગીને સુખી થશે તથા વેપાર હુન્નર વિગેરેને ઉત્તેજન મળશે. છેવટે દેશમાં પૈસો વધશે અને તેની આબાદી થશે.

કંઇ નહીતો યુવાનના મરણ પ્રસંગના ખર્ચ તદ્દન નાબુદ કરવા જોઇએ અને દરેક જ્ઞાતિના હિતચિંતકોએ " મરણ પાછળ થએલા અવસરોમાં જમવા ન જવું " એવો દૃઢ સંકલ્પ કરવો જોઇએ. આથી ઘણા ગેરલાભો થતા અટકશે અને આખરે એ વરા બંધ થવાથી

ઘણો સુધારો થશે, પૈસા બચશે અને તેમાંથી થોડો ભાગ પુણ્યદાનમાં પણ વપરાશે.

(૭) દરેક બાબતનું ફરી ફરી વિવેચન કરીને વાંચકોનો વખત લેવો એ યોગ્ય નથી, માટે હવે

**ઉપસંહાર** ફક્ત કહેવાનું એટલુંજ કે (૧) વધારાના વરા એટલેકે અયોગ્ય ખર્ચ, અને મરણ પાછળના ખર્ચ બંધ કરવા (૨) જ્ઞાતિના આગેવાનો તથા શ્રીમંતોએ એક મોટું ફંડ સ્થાપવું. (૩) તેમાંથી ગરીબ તથા મજુરવર્ગોને કેળવણી આપવી. (૪) ધર્મિક સંસ્થાઓને મદદ કરવી. (૫) ભીખારી તથા રખડતા બીજા લોકોને ધંધે વળગાડવા અને આ પ્રમાણે કરવાથી પોતાની, પોતાના ગામની, પોતાની જ્ઞાતિની અને આખરે આખા દેશની પણ ઘણે અંશે આબાદી થશે એમ હું હિંમતથી કહું છું.

જગજીવન કસ્તુરચંદ (છત્રાલ.)

---



# सायन्स (विज्ञान शास्त्र)

(લેખકઃ-શા. નાનચંદ પુંજાભાઇ બી. એ. વડોદરા.)

ગયા અંકમાં જે આપણે રોજના ખોરાકનો મેળ કાઢયો છે તે એક ટુંકનો છે. જુદા જુદા પ્રાંતમાં જુદી જુદી જાતનો ખોરાક લેવાતો હોવાથી બન્ને વખતની ગણત્રી મુશ્કેલ છે, પણ આપેલા કોઠા ઉપરથી દરેક જણ પોતાનું ધોરણ નક્કી કરી શકે. સાધારણ મેહેનત કરનાર મનુષ્ય રોજ ૩૦૦ ગ્રેન નાયટ્રોજન અને ૫૦૦૦ ગ્રેન કાર્બન બહાર કાઢે છે, પણ વ્યક્તિ પરત્વે એક ધોરણ બાંધી શકાય નહિં. વળી ઘણો આધાર પોતાની પાચનશક્તિ ઉપર રાખે છે. કેટલાક વિદ્વાનો ઘઉંની અંદર નાયટ્રોજનયુક્ત પદાર્થ બાજરીના કરતાં કંઇક વધારે બતાવે છે, તેથીજ ઘઉં ઉત્તમ અનાજ મનાતું હશે. મેંદા કરતાં ચુલી મિશ્રિત આટામાં નાયટ્રોજનનો ભાગ ઘણો આવે છે. નાયટ્રોજન યુક્ત ખોરાક શરીરમાં માંસ બનાવે છે અને કાર્બન મિશ્રિત પદાર્થ બળ અને ગરમી આપે છે. ખોરાક વિષેની વાત હાલ આપણે આટલેથી બંધ રાખીશું.

આધારે રહે છે! કાગળના આધારે નહિ, પણ નીચેથી હવાનું દબાણ કાગળ ઉપર થાય છે તેથી આ જાદુઈ ખેલ! બને છે.

**બીજી બાબત** એ છે કે આજના જમાનામાં પણ કેટલાકની એવી માન્યતા છે કે **નજર** લાગી હોય તો કાંસાનો વાડકો થાળીમાં ઉંધો પાડતાં સજ્જડ ચોંટી જાય તો ખરેખરી નજર લાગી છે-ચોટ લાગી છે. નજર અથવા દૃષ્ટિ વિજ્ઞાનશાસ્ત્રના આધારે કેવી રીતે સમજાવવી તે અત્રે કહેવું કઠણ છે. કદાચ મેસમેરીઝમનો નિયમ લાગુ પડતો હશે કે મગજમાંથી વીજળીનો પ્રવાહ નીકળતો હશે તે શંકાસ્પદ છે, પણ નજર લાગી છે કે નહીં તેની ખરી પરીક્ષા આ કહી શકાય નહીં; કારણકે વાડકાની ધાર બરાબર સપાટ હોય અને થાળી પણ સપાટ હોય તો વાડકો ચોંટી જવોજ જોઇએ. ઉપરથી હવાનું દબાણ ઘણું થાય છે અને વળી વાડકાની અંદર કોયલા હોવાથીને કોયલા અંદરની હવાનું શોષણ કરી લે છે તેથી અંદર હવા રહેવા પામતી નથી તેથી વળી વાડકો ખરેખરો સજ્જડ ચોંટી જાય છે.

વળી કેટલાકને **પેટમાં** દુઃખે છે ત્યારે પ્યાલો ડુંટી પર મુકે છે. પ્યાલો ઉંચકવાની સાથે પેટની ચામડી પણ ઉંચી જાય છે. કોઇ કોઇ વખત તો આ બનાવ બહુ ભયંકર થઇ જાય છે. આ પ્યાલાનું ચોંટી જવું તે પણ ઉપરની રીતેજ સમજાવી શકાય. બીજી વખતે આપણે બેરોમીટરના ઉપર વિચાર કરીશું.

---

## ✤ श्री तत्त्वार्थसूत्रजी. ✤



## नीतिसूत्र।

(संशोधकः-मोतीलाल श्री. माळवी-बाकरोळ.)

ज्यारे क्रोधी माणस पोताना क्रोधनुं कारण जाणे छे त्यारे ते फरीथी क्रोधे भराय छे.

**पब्लीअस साईरस.**

गुस्सानुं साम्राज्य घणुंकरीने बाल, वृद्ध अने आजारीमां जोवामां आवे छे. ए उपरथी एम समजाय छे के गुस्सो ए नबळाईनुं चिन्ह छे अने नीच छे,

**लॉर्ड बॅकन.**

जो कोई तने श्राप दे तो तुं तेने आशीर्वाद आप.

**बायबल.**

जो कोई तने डाबा गाल उपर तमाचो मारे तो तेने माटे जमणो गाल पण तैयार राख.

**बायबल.**

क्षमा कर अने तने पण क्षमा अपाशे.

**बायबल.**

संतोष ए तत्ववेत्तानो साचो हीरो छे.

**पोलोक.**

जेवी रीते सूर्यनी गेरहाजरीमां ताराओने प्रकाशित थवानी परवानगी मले छे तेवी रीते सद्गुणनी गेरहाजरीमां सोनुं प्रकाशित करे छे मतलबके ज्यां सोनुं छे त्यां सद्गुण भाग्येज होय छे ए दृष्टिगोचर छे.

**डॉक्टर यंग.**

सामान्य रीति एवी छे के कामथी माणसना दीलनी परीक्षा कराय छे, पण ए रीति हमेशने माटे विश्वासने पात्र नथी परंतु जे माणस हमेशने माटे कृपाकार्य करे छे ते स्वभावथी मायाळु छे एवो निश्चय थाय छे.

**पोप.**

# दशाहुमडना चोखलाना पंचमां सुधारानी जरूर.

(ગયા અંકથી ચાલુ.)

(૩) આપણામાં લોકાચારની રૂઢી આજના જમાનાને ઘણી શરમ ઉપ- **લોકાચાર (રાવણાં.)** જાવનારી જોવામાં આવે છે. આપણામાં જ્યારે કોઇને ત્યાં માણસનું મરણ થાય છે ત્યારે તે ધણીના કેવા હાલ થાય છે તે આપ ભાઇઓ જાણો છો અને તે રીવાજ ઘણો ઘાતકીપણાનો છે કે-આપણામાં માણસના મરી ગયા પછી બે માસ સુધી રાવણું (કાણું) જાય છે, તેથી બે માસ સુધી જેને ત્યાં મરણ થયું હોય, તે તો જાણે તેજ વેપાર લેઇ બેઠો હોય તેવીજ રીતે બે માસ સુધી ઘર છોડી કંઇ જઇ શકતો નથી; કારણકે જો ક્યાંઇ જાય અને ઘેર રાવણું આવે તો પછી તે લોકોની મેમાનગીરીની સગવડ કોણ કરે! વળી બે માસ સુધી રડવા કુટવાથી ઘણા તેના ઘરના માણસો માંદા પડે છે અને 'પડ્યા ઉપર પાટું' જેવું બને છે તેમજ એક તો માણસ મરી ગયું હોય તેની ચિંતા હોય અને બીજું સો દોઢસો રૂપિઆ રાવણા પછવાડે ખરચવાની ચિંતા હોય તથા રાવણાવાળા આવેલાઓની પુરતી રીતે સગવડ રાખવી જોઇએ, નહિ તો પોતાની ચર્ચા થાય; ત્યારે તેનાથી તો બે માસ સુધી વેપાર અગર કોઇ રીતનો કામ ધંધો થાય નહિ અને આખા બે માસ તો આ જાતિના વેપારમાં ચાલ્યા જાય એટલે પરબાર્યો તો ખુવારજ થઇ જાય! તો મારા વહાલા ભાઇઓ, આ કુરિવાજ (રાવણા)ની બે માસની મુદત રાખેલી છે તેમાં આપણા ચોખલાના પંચે કંઇપણ ઘટાડો કરી ઘણી ઓછી મુદત રાખવાની જરૂર છે અને તેમાં દરેક ગામવાળાઓના જમણુંના ટંક સરખા કરવા જોઇએ વળી જુવાન માણસના મરણું વખતે પણ અમુક દિવસ રહેવાનો જે શરમ ભરેલો ચાલ છે તેને દૂર કરી વધારેમાં વધારે ત્રીસ વરસના જુવાનો મરણમાં તે ગામમાં એક ટંક પણ જમવાની મનાઈ કરવી જોઇએ. જ્યાં સુધી આવા ઘાતકી જડધારાઓનું મૂળ કહાડવામાં આવશે નહિ ત્યાં સુધી આપણને સારો રસ્તો જડી શકવાનો નથી.

(૪) આપણામાં કજોડાં ઘણી જગ્યોએ થાય છે અને તેનો પ્રત્યક્ષ **બાળલગ્ન અને કજોડાં** પુરાવો ગઇ સાલે કેટલાક કજોડાંથી લગ્ન થયેલાછે તે આપ સર્વેને વિદિતછે, તો તેનો ખાસ અટકાવ કરવાની જરૂરછે અને તે કારણોથી વિદ્યાભ્યાસ આગળ વધી શકતો નથી અને લાકડેમાકડું વળગાડી દઇ આપણી બ્હેન બેટીઓની તેમજ ભાઇ પુત્રોની અમુલ્ય જીંદગી ઉપર પાણી ફેરવીએ છિએ. જે જ્ઞાતિમાં ગામમાં અને ઘરમાં તકરાર ટંટા તેમજ ક્લેશ કંકાશ જોવામાં આવેછે તેમજ કજોડાં પણ નાનપણનાં સગપણથી થવા પામેછે તે બંધ કરી કન્યાની મોટી ઉમરે વરકન્યામાં ઓછામાં ઓછા પાંચ વર્ષના તફાવતથી સગપણ કરવાની રૂઢી દાખલ કરવામાં આવે, તો ઘણોજ ફાયદો થાય અને મોટી ઉમરનાને સહેલથી કન્યાઓ મળી શકે. એમ કરવાથીજ બાળલગ્ન તથા કજોડાંનું મૂળ નાબુદ થશે અને તે બદલ આપણા મહાન્ દયાળુ નામદાર શ્રીમંત, ગાયકવાડ સરકારે ખાસ બાળલગ્નનો ફરજીયાત કાયદો ઘડેલોછે અને તે કાયદાનો સારીરીતે ન્યાયપૂર્વક અમલ થાય છે. જ્યારે બાળલગ્ન બદલ આપણી ન્યાયી સરકાર આટલી કાળજી રાખેછે તો આપણે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓ-

છો છે ત્યારે આપણા ચોખલાંના પંચે બાળલગ્ન અને કજોડાં બંધ થવા માટે ખાસ **ફરજીયાત નિયમ** બાંધવો જોઇએ અને તે નિયમ છાલા મુકામે પંચ એકઠું થયેલું ત્યારે ઘડેલોછે તે અમલમાં લાવવાની ખાસ જરૂરછે અને બાળલગ્ન તથા કજોડાં સંબંધી દરેક સભાઓમાં તથા વર્તમાનપત્રોમાં ચર્ચા ચાલે છે તો આપણે જેવી રીતે ઝેરી જાનવર જોઇ ન્હાસી જઇયે છીએ તેવીરીતે આ ઝેરી કુરીવાજ કેમ નહિ કાઢવો જોઇયે ?

**લગ્નના નક્કી દિવસ**

(૫) આપણામાં લગ્ન વખતે સાત દિવસ જાન રાખવાનો રીવાજ છે અને તેથી એક બીજામાં આનંદ માનીએ છીએ અને તેમાં સામો ચૂલો માંડવો પડે છે, તો તેના કરતાં ત્રણ દિવસ જાન રાખવાનો નિયમ થવો જોઇયે અને તેટલા વખતમાં લગ્ન કાર્ય કરવું જોઇયે કે જેથી ઓછા દિવસો થાય અને ખર્ચમાં બચાવ થાય. બીજી કોઇ કોમમાં સાત દિવસ જાન રહી શકતી નથી, સામા ચૂલા માંડવાનો રીવાજ નથી, તો આપણે બીજા ગામમાં જઇ સામો ચૂલો માંડવો તે ઘણું શરમાવા જેવું છે અને વળી કંઇ ચીજ જોઇયે અને વેવાઇને ત્યાં લેવા જાય ને તેમાં કંઇ બોલાબોલી થાય, તો ઉલટી તકરાર થાય છે. વળી લગ્નમાં આપણી જ્ઞાતિ વગરના (બીજી જાતના) વધારેમાં વધારે કેટલા માણસો લઇ જવા તે નક્કી કરવું જોઇએ અને તેમ કરવાથીજ આપણને અનેક ફાયદા થવા સંભવ છે તે આપ જાણો છો અને તેમાં તાગ **તારણનો આંકડો** પણ નક્કી કરવા આપને મારી ભલામણ છે. ઉપરની બાબતોમાં યોગ્ય સુધારો નહીં હોવાથી ઘણા ઠેકાણે સગા સંબંધીમાં નજીવી બાબતોની તકરારો ઉઠે છે તે દૂર થઇ જશે અને સ્નેહમાં વધારો થશે.

**જૈન વિધિથી લગ્ન.**

[૬] આપણે જૈન છતાં આપણામાં જૈન વિધિથી લગ્ન થતાં નથી તેથી વરકન્યા એક બીજાની શું ફરજ છે તે નહિ સમજતા પોતાનો ખરો ધર્મ ભૂલી જાય છે માટે જૈન વિધિથી લગ્ન કરવા આપણા ખેડવા બ્રાહ્મણને ભલામણ કરવી જોઇએ. કદાચ ખેડવા બ્રાહ્મણ આપણને એવું સમજાવે કે સાથે લગ્ન થવાથી અમારાથી કેવી રીતે જૈન વિધિથી લગ્ન બની શકે, તો જણાવવું કે તમારે તેમ કરવું પડશે અને નહિ કરશો તો અમો જૈન વિધિથી લગ્ન કરાવીશું અને તેમ નહિ સમજે તો આપણા પંચ તરફથી કોઇ પંડિતજીને બોલાવવા જોઇએ અને તેમની પાસે જૈન વિધિથી લગ્ન કરાવવા. પણ તે બદલ પંચે નિયમ કરવો જોઇએ કે જૈન વિધિ સિવાય કોઇએ લગ્ન કરવાં નહિ.

**વર્ષી વખતે શું કરવું?**

[૭] માણસના મરણની વર્ષી [વાર્ષિકતિથિ] વખતે વિધવા સ્ત્રીને પોત નાખવા ઘણું માણસ એકઠું થાયછે તે બંધ કરાવી પીયર પક્ષના એકજ માણસની છુટ મુકવી જોઇએ જેથી હેરાનગતિ ઓછી થશે અને અનેક ફાયદા થવા સંભવ છે.

**ચૂડાનો સુધારો**

[૮] આજે કેટલાક વર્ષોથી ચુડા (ચૂડા)નો પહેરવેશ બદલવા બદલ ચર્ચા ચાલી રહેલીછે. આગળ આપણા વડવાઓ મારવાડના રહીશ હોવાથી આપણી જ્ઞાતિમાં મારવાડના જેવા ચૂડાઓ પહેરવામાં આવેછે, પણ ગુજરાતમાં રહેતા હોવાથી બીજા પહેરવેશમાં ફેરફાર થયો છે અને ચૂડા તેજ કાયમ રહ્યાછે તેથી કહેવત મુજબ થયું કે 'નહિ હિન્દુમાં કે નહિ મુસલમાનમાં' તેવી રીતે 'નહિ મારવાડી પહેરવેશ કે નહિ ગુજરાતી પહેરવેશ' તેથી ઉ-

લહુ ખરાબ દેખાયછે અને ખરચ સરખો છે તો હવે જમાનાને અનુસરી ચૂડામાં ફેરફાર કરવો જોઇએ ને તે બદલ છાલા મુકામે પંચ એકઠું થયેલું ત્યારે ચૂડા ફેરવવાનો ઠરાવ થયો હતો તે અમલમાં લેવો જોઇએ.

[૯] આપણા ચોખલાના પંચમાં અસલ રીવાજ એવો હતો કે જ્ઞાતિમાં

દંડના પૈસાનો ઉપયોગ.

જે કોઇ ગુન્હો કરે તેનો દંડ લેવાતો હતો અને તે દંડના જે રૂપિઆ આવે તે પંચના ખાધાખરચમાં વપરાતા હતા, પણ હાલ અમદાવાદ મુકામે શ્રીમંત શેઠ પ્રે. મો. દિ. જૈન બોર્ડીંગમાં પંચ એકઠું થયેલું ત્યાર પછી તે કાયદો રદ કર્યો હતો અને છાલા તથા વદરાળ મુકામે પંચ એકઠું થયેલું તે વખતે આપણામાં મુખ્ય ગામ બેંતાલીશ ગણાયછે તે મુખ્ય ગામોના સૌ સૌના રસોડાનું ખરચ પોતપોતાનું પંચ કરેછે, તેમાં ચોખલાના પંચના પૈસા વપરાતા નથી, તો હવે જે દંડના રૂપિઆ આવે તેનો એવીરીતે ઉપયોગ કરવો જોઇએ કે તેનો અમુક ભાગ શાસ્ત્રદાનમાં કાઢવો એટલે સુરતથી પ્રગટ થતા માસિક 'દિગંબર જૈન' ની ઓફીસમાંથી ભેટનું પુસ્તક પ્રગટ કરવાને અથવા ગત સાલે સુરતમાં સ્થપાયલી સસ્તી 'જૈન ગ્રંથમાળા' માં મોકલી આપવા કે જેથી દિ. જૈનના ગ્રાહકોને અને ગ્રંથમાળાને આવી સારી મદદ મળવાથી તે સારા પાયાઉપર આવી પોતાનું નિયમિત કાર્ય કરી શકે. આ ઉપરાંત દંડના અમુક ભાગમાંથી એક ઉપદેશક રાખવો કે જેથી જ્ઞાતિ ઉન્નતિ થાય તથા જૈન ધર્મનું રહસ્ય આપણને મળી શકે તેમજ એક ભાગ ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપવા માટે કાઢવો જોઇએ.

આ લેખ વાંચી કેટલાક ભાઇઓ એમ કહેશે કે આપણા વડવા-ઘરડા કંઇ ગાંડા હશે કે આવા કાયદા બાંધ્યા હશે પણ તેમ કહેનારની ભૂલ છે. આપણા વડવા ઘણા સમજુ હતા, પણ તે વખતનો જમાનો ઘણો સારો હતો અને તેઓએ જમાનાને અનુસરી કાયદા બાંધેલા હતા. વળી જો આપણે આપણા વડવાઓના દાખલા લઇશું તો આપણા વડવા પ્રથમ ધર્મને માટે છવ અર્પણ કરવા તૈયાર થતા તથા રાજ્યમાં આગેવાનો ગણાતા હતા, અસલ પાંચસો રૂપિયાનું પહલું હતું વગેરે રિવાજો આપણા વડવાના સમયમાં હત, અને તેઓ ઘણા હિંમતવાન અને બળવાન હતા. આપણાથી હાલ પાંચ કે સાત ગાઉ ચાલી શકશે નહિ અને તેઓ પચીશ ગાઉ ચાલ્યા જતા, વળી તે સમયે સોંઘવારી કેટલી હતી વગેરેનું હાલ તમારી પાસે શું છે? કંઇ નહિ, ત્યારે જમાના પ્રમાણે ફેરફાર થવોજ જોઇએ.

લી.

દશા હુમડ પંચનો એક સેવક.

---

श्री

# आदिपुराण ग्रंथ।

भगवज्जिनसेनाचार्यकृत यह बड़ा भारी ग्रंथ मूल सहित सरल हिंदी टीकामें छप रहा है। मोटे और मजबूत कागजपर बड़े टाइपमें खुले पत्रोंपर छपता है। १४२४ पृष्ठ तैयार हैं और आगे छप रहा है। कुल न्योछावर १६ सोलह रुपये हैं जिन्हें चाहिये वे १६) भेजदें। अथवा आज्ञापत्र डाक खर्चके वी. पी. से भेज दिया जायगा।

मिलनेका पता-लालाराम जैन
शीतलमाला, इंदौर सिटी।

# विधवाविवाह निषेध।

'जैनहितैषी', 'जैन तत्वप्रकाशक' और 'जैनहितेच्छु' (गुजराती) में उनके सम्पादकोंने जो निंद्य विधवाविवाहकी चर्चा छेड़ी है, वह पवित्र जैनधर्म व उसकी धारक जैनजातिके उद्देश्योंसे सर्वथा विरुद्ध है। ऐसे पापुष्टयापोषक लेखोंसे ज्ञात होता है कि उक्त सम्पादक जैनजातिके उच्च उद्देश्योंके रक्षक नहीं किन्तु भक्षक है। और पत्रोंका जैनहितैषी, जैनतत्वप्रकाशक और जैनहितेच्छु रखकर समाजको धोखा देना चाहते हैं। तथा विधवाविवाहके पोषक बनकरके विधवाओंको पुनर्विवाह द्वारा क्षणभंगुर विषयसुख चखानेका उद्योग कर स्वयं संसारमें डूबना और विधवाओंको डुबोना चाहते हैं। उक्त सम्पादकोंका विधवाओं प्रति कर्त्तव्य तो यह था कि वे उन्हें धर्मामृतरूपी शिक्षा द्वारा धर्ममें दृढ़कर स्थितिकरण अंगका पालन करते और स्वपर कल्याणमें प्रवर्तते। जैसाकि पूर्व आचार्योंने किया है—

विधवायास्ततोनार्या जिनदीक्षा समाश्रयः ॥
श्रेयानुतास्विद्वैधव्य दीक्षावाप्राहते तदा ॥१॥

अर्थ—पतिके मरनेके पश्चात् स्त्रीको जिनदीक्षा लेना योग्य है अथवा जिनदीक्षा लेनेकी रुचि न हो तो वैधव्य दीक्षा लेना।

संसारमें डुबोनेवाले अनेक मिथ्याधर्म प्रचलित हैं किन्तु भवसागरसे पार करनेवाला जिनेन्द्र भाषित जैनधर्म ही है इसके अनुयायियोंको तो सर्व जीवों प्रति संसारसे पार होनेका उपदेश देना चाहिये न कि विधर्मियोंका अनुकरण कर खोटा उपदेश दे स्वपर आत्माओंको संसारका कारण बनाना चाहिये।

विधवाएँ इस पंचमकालमें ही नहीं हुई किन्तु चौथेकालमें अभीसे कई गुनी थीं और उनकी आयु भी अधिक होती थी फिर पूर्व महर्षियोंने उनके पुनर्विवाहकी आवश्यक्ता क्यों न समझी? समझें क्यों? वे तो हितोपदेशी थे और उनका उद्देश्य ही संसारमें भ्रमण करते हुए प्राणियोंको सच्चा मार्ग दिखानेका था न कि खोटा। यही कारण है कि रावणादिककी मृत्युके पश्चात् उनकी सहस्रों स्त्रियां संसारिक विषयसुखोंसे मुँह मोड़ अपने आत्महितमें प्रवर्ती। यदि उस कालमें इस समयके मंदबुद्धि पुनर्विवाहपोषक मनुष्य होते तो उनके आत्मकल्याणके मार्गमें अवश्य कंटकबिछाते और उन्हें धर्मच्युत करनेके लिये उद्यत हो जाते। देखिये उस समयकी सीता जैसी सतियोंके भाव आचार्योंने कैसे दर्शाये हैं—

कर्मणा मनसा वाचा रामं त्यक्त्वापरं नरम्।
समुद्वहामि न स्वप्नेप्यन्यं सत्यमिदंमम ॥
यद्येतदनृतं वच्मि तदा मामेष पावकः।
भस्मसाद्भाव मप्ताभाविप्राप्य तत्क्षणात् ॥
अथ पद्मान्नरं नान्यं मनसापि वहाम्यहम्।
ततोऽयंहनलोधाक्षीन्मामां शुद्धि समन्विताम् ॥
मिथ्या दर्शिनीपापां क्षुद्रिकां व्यभिचारिणीम्।
हनलोमां दहत्येष सतीं वृत स्थितां तुमा ॥

(श्री रविषेणाचार्य)

"मनसि वचसि काये जागरे स्वप्न

मार्गे मय यदि पतिभावो राघवादन्य पुंसि तदिह दह शरीरं पावके मामकीनं सुकृतविकृत नीते देव साक्षी त्वमेव"

इससे अनुमान होता है कि उस समयकी स्त्रीसमाजमें इस प्रकारकी शिक्षाका प्रचार था कि दूसरेके साथ पुनर्विवाह करना तो दूर रहो उन्हें स्वप्नमें भी परपुरुषको विकार भावसे देखनेका डर था। इसीसे उनमें इतनी शक्ति थी कि कोई भी उन्हें शीलसे नहीं डिगा सक्ता था जैसे सीताजीके शीलमें रावण अनेक चेष्टाएं कर कुछ भी बाधा न पहुँचा सका। और अंतमें सीताजी शील धर्मकी महिमा दिखानेके लिये अग्निकुंडमें प्रवेशकर संसारमें आदर्श हुई। क्या विधवा-विवाह (पुनर्विवाह) से फिर सीता जैसी सतियें और उनमें लव अंकुश जैसी वीर संतान होनेकी आशा की जा सक्ती है ? कदापि नहीं।

जिन जातियोंने विधवाविवाहकी शरण ली है वे दिनप्रति चारित्रभ्रष्ट होती जाती हैं, उनके विवाहबंधन इतने कमजोर हो गये और स्त्रियोंकी स्वतंत्रता यहांतक बढ़ गई कि स्त्रियां छोटी २ बातोंसे एक पुरुषसे विवाहबंधन तोड़ दूसरे तीसरे आदि अनेक पुरुषोंसे संबंध करनेके लिये तैयार हो जाती हैं। अनेक स्त्रियां तो इसी कुचालसे पतिकी रोगावस्थाके समय उसके आरोग्य करनेकी चेष्टा न कर उससे अरुचि करने लगती हैं कि ऐसा पति किसी तरह मरजाय तो कंटक मिटे, हम स्वतंत्र हो विचरें। कोई तो पतिको विषादिकका प्रयोग कर पुनर्विवाहके सहारे दूसरे पुरुषोंकी घातिका बनती है और कामांध हो अपनी संतानको छोड़ देती हैं, उस संतानका पालन पोषण करनेवाला न होनेसे बहुतसी तो मरजाती है और शेषसे भिखारियों तथा ईसाइयोंकी संख्या बढ़ती है। इत्यादि और भी अनेक हानियां विधवाविवाहसे प्रत्यक्ष दृष्टिगोचर हो रही हैं। यह बुरी चाल आचार विचार संयम तथा वात्सल्यादि अनेक उत्तमोत्तम गुणोंको रसातलमें पहुँचानेवाली है। अतः जैन बांधवो ! धूर्त लोगोंके धोखेमें मे न आकर अपने पूर्व आचार्योंकी आचारनीतिमें दृढ़ रहो और चिगते हुएको दृढ़ रखकर लौकिक व धार्मिक उन्नति करो यही तुमहम सबका कर्तव्य है—

उक्त पत्रोंने पूर्वापर विचार रहित होकर विधवाविवाहके विषयमें मनमाना लिख मारा है जिसमें कुछ भी तथ्य नहीं है। देखो जैन ग्रन्थोंमें क्या लिखा है—

लौकिक नियम धार्मिक नियमोंसे अविरुद्ध ही रह सके हैं मनमाने नहीं—देखो 'सागारधर्मामृत' पृष्ट १३५—

द्वौहि धर्मौ गृहस्थानां लौकिकः पारलौकिकः।
लोकाश्रयो भवेदाद्य परः स्यादागमाश्रयः॥

अर्थ—गृहस्थोंका धर्म दो प्रकारका है एक इस लोकमें काम आनेवाला लौकिक और दूसरा परलोकमें काम आनेवाला पारलौकिक। उनमें पहला जो लौकिक है वह देशकालके अनुसार लोकके आश्रय है अर्थात् देशकालके अनुसार उसकी विधि बदलती भी रहती है परन्तु वह धर्मशास्त्रसे विरुद्ध कभी नहीं होती तथा दूसरा जो पारलौकिक

यह सिद्धान्तके अनुसार सदा एकसा रहता है। धर्मशास्त्रोंमें गृहस्थको कन्यादान करनेका लिखा है जैसेः—सागारधर्मामृत पृष्ठ १३९—

सुकलत्रं विना पात्रे भूहे मादिव्ययो वृथा।
कीटैर्दंदह्यमानसें ऽतः कोऽम्बुसेकात् द्रुमेगुणः॥६१॥

अर्थः—जिसके श्रेष्ट स्त्री नहीं है ऐसे पात्रको अर्थात् जिसमें मोक्षके कारण सम्यग्दर्शन आदि गुण विद्यमान हैं परन्तु जिसके श्रेष्ट स्त्री नहीं है ऐसे गृहस्थको पृथ्वी सुवर्ण आदि दान देना व्यर्थ है क्योंकि जिस वृक्षका मध्य भाग घुनके कीडोंने बुरी तरहसे खा डाला है ऐसे वृक्षको जल सींचनेसे क्या लाभ? अर्थात् कुछ नहीं। अभिप्राय यह है कि जब विना स्त्रीवालेको धन देना व्यर्थ तब साधर्मी पुरुषको श्रेष्ट कन्यादेकर धन देना चाहिये।

फिर कहिये धर्मशास्त्रसे विरुद्ध वधू या विधवाविवाहका नियम समाज बना सक्ती? कभी नहीं।

देखो 'गृहस्थधर्म' पृष्ट ५४ में महापुराणके आधारसे लिखा है कि विवाह संस्कारोंमें वेदीकी सप्त प्रदक्षिणा देनेपर कन्याकी वधू संज्ञा हो जाती है—

गृहस्थको स्वदारसंतोषव्रतकी रक्षार्थ विवाह करना शास्त्रोक्त है—विवाह पद्धति महापुराण—अथ विवाह. करसास्यगृहस्थधर्म गता मनादि प्रवृत्तिं च प्रति पादयन्नाह—

अन्यांगना परिहृतेर्निन दार वृत्ते, धर्मो गृहस्थ जनता विहितोयमास्ते। नादि प्रवाह इति संतति पालनार्थ मेवं कृतो मुनि वृषे विहितादरः स्याद॥

अर्थ—अन्य अनंगनाका परित्याग तें अर निज स्त्री मात्रमें प्रवृत्तितैं गृहस्थनिका समूह कै योग्य योग्य विवाह कर्म अनादि प्रवाहरूप धर्म तिष्टे है यातैं परंपराका पालनके अर्थ असो पूर्वोक्त प्रकार करतां संता भव्य जीव जो है मुनिधर्मके विषैं रच्यो है पतिकी मृत्यु पश्चात् स्त्रीका कर्तव्य है—

गृहस्थधर्म पृष्ठ नं० २५९ 'त्रिवर्णाचार'के आधारसे—

जब स्त्रीका पति देहान्त कर जावे तब उसको विधवा अवस्थामें रहकर अपना जीवन श्राविकाके व्रतोंके पालनेमें विताना चाहिये। विधवाको किस प्रकार रहना चाहिये इस विषयमें सोमसेन त्रिवर्णाचारके कुछ श्लोक लिखे जाते हैं:—

तत्र वैधव्य दीक्षायां देशव्रत परिग्रहः
कंठ सूत्र परित्यागः कर्णभूषणवर्जनम्॥
शेष भूषा निवृत्तिश्च वस्त्र खंडान्तरीयकम्।
उत्तरीयेण वस्त्रेण मस्तकाच्छादनं तथा॥
खट्वाशय्याञ्जनालेप हारिद्र एव वर्जनम्
शोकाक्रन्द निवृत्तिश्च विकथानां विवर्जनम्।
त्रिसंध्यं देवतास्तोत्रं जपः शास्त्र श्रुतिः स्मृतिः
भावनाचानुप्रेक्षाणां तथात्मप्रति भावना॥
पात्रदानं यथाशक्ति चैकं भक्तिमगृद्धितः
ताम्बूलवर्जनं चैव सर्वमेतद्विधीयते॥

अर्थः—विधवा श्राविका देशव्रत ग्रहण करे, कंठमेंसे मंगल सूत्र उतारे, कानके गहने व अन्य आभूषण न पहिरे, धोती पहिरे, ऊपरके वस्त्रसे मस्तकको ढके, खाट व शय्या पर न सोवे, सुरमा न लगावे, हल्दी लगाकर न नहावे, पतिके लिये शोक न करे न रोवे, खोटी कथाएँ न कहे, तीनो संध्याओंमें श्री जिनेन्द्रका स्तोत्र पढ़े, जाप देवे, तथा शास्त्र सुने, बारह भावनाओंका विचार

करे तथा आत्मस्वरूपकी भावना यथाशक्ति पात्रदान करे, गृद्धता न करके एक समय भोजन करे तथा पान ताम्बूल न खावे।

ऊपरके प्रमाणोंसे स्पष्ट सिद्ध हो गया कि विधवाविवाह सर्वथा विरुद्ध है और साम्प्रतके विद्वानोंने भी इस निंद्य प्रथाको शास्त्र विरुद्ध और हानिकारक बतलाया है।

स्याद्वादवारिधि वादिगजकेसरी न्यायवाचस्पति पं. गोपालदासजी बरैय्या पूर्वमें "जैनमित्र"के कई अंकोंमें विधवाविवाह निषेधक कई लेख प्रकाशित किये गये हैं और उनमें इस बुरी प्रथाको शास्त्रविरुद्ध और अति हानिकारक बतलाया, उन लेखोंको 'जैन मित्र'के पूर्व अंकोंसे हरकोई जान सक्ता है कि विधवाविवाहकी प्रथा कितनी बुरी है। लेख बढ़ जानेके कारण 'जैन मित्र'के सब लेखोंका उल्लेख नहीं किया गया। यहांपर केवल विधवाविवाहका नतीजा जोकि सं. १९६८ पंचम वर्ष अंक २ में प्रकाशित हुआ वह लिखा जाता है–

### विधवाविवाहका नतीजा।

नेपल्स शहरका नेप्पोलरजोनी नामक एक मल्लाह है वह विधवाविवाहका एक जीता जागता प्रत्यक्ष उदाहरण इसप्रकार बतलाता है कि, "मैंने एक तरुण विधवाके साथ विवाह किया। उसके प्रथम पतिसे सिल्वीना नामकी एक खूबसूरत पुत्री थी जब वह यौवनपूर्ण हो आई तो अपने कटाक्षोंसे मदोन्मत्त हुआ पुरुषोंको लोटनकबूतर बना रही थी मेरे पिता भी उसके कटाक्षोंके निशाने बनगये और अंतको उन्होंने उसे अपनी स्त्री बना ली अर्थात् मेरी सौतेली मा बन गई। इस हिसाबसे अब मेरा पिता मेरा जमाई हो गया। जो कुमारिका मेरी वर्तमान स्त्रीकी संतान होनेसे पुत्री थी वही मेरी माता हो गई। इसके अनन्तर मेरी स्त्रीसे एक पुत्र उत्पन्न हुआ वह नये हिसाबसे मेरे पिताका साला हुआ। फिर पुत्र मेरा मामा हुआ इसमें सन्देह ही क्या? कारण मेरी सौतेली मा सहोदर है। पाठक महाशयो! इस विचित्र सम्बंध की लीला यहीं समाप्त न हुई, एक और विचित्र रहस्य निकला–अर्थात् थोड़े दिनोंमें मेरी सौतेली मासे भी एक पुत्र हुआ वह मेरा भाई कहलाया तथा वही मेरी पुत्रीसे उत्पन्न होनेके कारण मेरा दोहिता (नाती) हुआ और इस हिसाबसे मेरी स्त्री मेरी नानी हुई कारणकि वह मेरी सौतेली माकी जननी है। तथा मैं अपनी स्त्री (नानी)का पति भी निश्चय होनेसे अन्तमें कह सक्ता हूं कि "मैं आप अपना नाना होगया" यह चरित्र इस कथाके मूल नायकके श्रीमुखकी वाणी है जो अभी मौजूद हैं। अब कहिये विधवाविवाहके प्रचारक महाशयो! आपको एक घरमें इतने रिश्ते करना मंजूर है? मुझे भय होता है कि यदि ऐसा हुआ तो बड़ी भारी आपत्ति यह आन पड़ेगी कि प्रत्येक घरमें रिश्तोंका हिसाब किताब रखनेवाले एक २ मुनीमकी जरूरत, सो भी पुराणगणितज्ञ, ऐसे मुनीमका तो मगज ही घूम जावेगा ऐसे विचित्र बीजकसे!"

ऊपरके नतीजेसे देखा महाशयो, विधवाविवाह कैसी निंद्य पशु प्रथा है!

साधु और अर्जिकाका विवाहः-

" अमृतसरमें एक श्वेताम्बर साधु और आर्जिकाने आर्यसमाजकी पद्धतिके अनुसार परस्पर विवाह कर लिया है। विना इच्छाके छुटपनमें मुंड़े हुए मूर्ख त्यागी और क्या करेंगे ? श्वेताम्बर समाजके साधुओंमें ऐसे चेले मूंड मूंडकर अपना परिवार बढ़ानेकी ईच्छा बहुत प्रबल होरही है। इस ईच्छाका कुछ संयम न होजाय तो अच्छा है ।" देखा महाशयो ! प्रेमीजी पहले इस प्रथाकी कितनी निन्दा करतेथे फिर न मालूम किस खोटे अभिप्रायसे 'जैनहितैषी' में ऐसे निंद्य प्रथापोषक लेखोंको स्थान दिया !

प्रेमीजीको दुष्ट लोगोंके बहकानेमें न आकर अपने पूर्व उद्देश्यपर तत्पर रहना चाहिये। और ऐसे निंद्य प्रथापोषकोंके लेखोंका खूब निराकरण करना चाहिये इसीमें उनकी शोभा है और तभी वे समाजके हितैषी कहला सके हैं। अब हम इस लेखको यहीं समाप्त करते हैं और जैन समाजको सावधान करते हैं कि कभी भी ऐसे लोगोंके धोखेमें न आकर अपने पूर्वजोंकी आचार नीतिमेंही दृढ़ रहना चाहिये जिससे ऐसी निंद्य प्रथाएं जैनजातिमें स्थान न पाने पावें।

भगवानदास दि० जैन, महामंत्री
दि० जैन मालवा प्रां० सभा-बड़नगर।

---

**बालबोध जैनधर्म भाग ३जो.**
(गुजराती अनुवाद.)

गुजरातनी दरेक पाठशाला माटे अवश्य मंगावो. किं. ०)-॥

मेनेजर दि. जैन पुस्तकालय—सूरत.




**'पाटलिपुत्र' का सचित्र विशेषांकः-**

बांकीपुरसे दो वर्ष हुए 'पाटलिपुत्र' नामका बड़ी साईझके १२ पृष्ठका हिन्दी साप्ताहिक पत्र प्रकट होता है जिसकी लेखनशैली इतनी उत्तम है कि यह पत्र हिन्दी पत्रोंमें अव्वल नंबरका गिना जाता है और पटना हाईकोर्ट तथा हिन्दू विश्वविद्यालयके उपलक्षमें यह विशेषांक इतना तो उत्तम प्रकट किया गया है कि जिससे सारा हिन्दी संसार चकित हो गया है। आजतक हिन्दीमें ऐसा एक भी विशेषांक नहीं प्रकट हुआ है। ७५ पृष्ठके इस विशेषांकमें विद्या, व्यापार, कलाकौशल्य, ऐतिहासिक आदि विषयोंके २७ लेख और ८७ चित्र बड़े महत्वके हैं। सारा अंकही उत्तम चिकने कागजपर रंगीन शाहीसे छपा हुआ है। लेखोंमें प्राचीन भारतियोंका वस्त्र-परिचय, विहारके तीर्थ, राष्ट्रका विकाश, राजभक्त भारत, विद्याका महत्व, विहारके दर्शनीय स्थल, सच्ची उन्नति, अंग्रेजी राज्यकी उपयोगिता, प्राचीन भारतका विदेशसे व्यापा आदि लेख बहुतही उपयोगी है। पटना औ विहारके प्राचिन दर्शनीय स्थलोंके चित्र बहुत है। इस विशेषांकका अलग् मूल्य सिर्फ १) और ग्राहकोंको ०॥≈ में मिलता है। साप्ताहिकका वार्षिक मूल्य सिर्फ दो रुपया मय पोस्टेज है। हिन्दीके हरएक पाठकोंको उचित है कि ऐसे सस्ते और महत्वपूर्ण पत्रका

ग्राहक अवश्य होजावें। पता-मैनेजर 'पाटलिपुत्र' बांकीपुर (मुरादपुर)

"जैनहितैषी"—नये वर्ष (भा० १२ अं. १ जनवरी) से 'जैनहितैषी' का रूपरंग बदल गया है। रोयल ८ पेईजी साईझ ६० पृष्ठ और वार्षिक मूल्य ३) कर दिया है। टाईटल पृष्ठका चित्र बड़ा ही भावपूर्ण और जैन समाजकी शोचनीय दशा-को दर्शानेवाला है। 'अप्रतिष्ठित प्रतिमा पूज्य है या नहीं' इस विषयका पं. उदयलाल कास-लीवालका लेख विचारणीय है और 'जैनोंकी वर्तमान दशाका चित्र' इस विषयका श्रीयुत वाडीलाल मोतीलाल शाहका लेख यद्यपि अच्छा है तौ भी इसमें एक रीतिसे विधवा-विवाह करनेका विचार दर्शाया है वह ~~ठीक नहीं है। आजकल श्रीयुत वाडीलाल मोतीलालजी तौ विधवाविवाह होने-के बारेमें अपने 'जैनहितेच्छु' (गुजराती)में बहुत लेख लिख रहे हैं यहां तककी आप उसका धर्मसे कुछ संबंध नहिं मानते और लौकिकसे ही उसका संबंध बतलाते हैं। प्रेमीजी लिखते हैं कि—'हितैषी' के सभी विषयोंमें हमारी सम्मति है ऐसा नहीं समझना चाहिए परंतु जैनधर्मविरुद्ध लेखोंको तो स्थान ही नहीं देना चाहिए। धर्मविरुद्ध विचारोंको अपने 'जैनहितैषी' नाम धारक पत्रमें प्रकट होने देना यही वह ठीक है? यह विशेषांक ७२ पृष्ठका है और २–३ संयुक्त अंक भी प्रकट हो गया है। मिलनेका पता-जैनग्रंथ-रत्नाकर कार्यालय, हीराबाग—बम्बई।

धनंजय-नाममाला-प्रकाशक पं. मो-तीलाल जैन, अधिष्ठाता हीरालाल जैन विद्यालय देहली। मूल्य ०)–। इसमें महाकवि धनं-जयकी नाममालाके २०५ मूल श्लोक और अनेकार्थ नाममाला भी है। विद्यार्थियोंको उपयोगी है।

सुबोध रत्नशतकम्—प्रकाशक राजवैद्य शीतलप्रसाद जैन–देहली। इसमें माणिक्यमुनि-विचारित हितशिक्षाके १०० संस्कृत श्लोक हैं। विनामूल्य मिलता है।

जैन उपदेशी गायनः—प्रकाशक–पं. मूलचंद गुप्त. मधुवन (पो. पारसनाथ, हजा-रीबाग)। मूल्य ०)≈। इसमें अनेक भजनोंका संग्रह है वर्षमें ऐसे १२ भाग आप निकालनेका प्रगट करते हैं। वार्षिक मूल्य २) रखा है। उपहार भी देते हैं।

व्याह निशाजागर्न—प्रकाशक–जैन भगवती आलय बांकेलाल मुजवार–करहल (मैनपुरी)। मूल्य ०)०॥ इसमें ब्याहशादीके अनेक कुरिवाजोंका उपदेशपूर्ण विवेचन भजन रूपमें है।

सच्चे सुखका उपाय—दि. जैन मालवा प्रां. सभा बड़नगरकी यह ५वीं ट्रेक्ट ब्र. शीतलप्रसादजीकी लिखी हुई है जिसके २८ विषयों बहुतही। मननकरने योग्य है। महामंत्री लाला भगवानदासजी (बड़नगर)को लिखनेसे विनामूल्य मिलती है।

धर्मशिक्षा-संपादक और प्रकाशक-पं. भागमल जैन–इन्दौर। यह पुस्तक कक्षा १ डिवीजन हेतु तयार की गई है जिसमें प्रभा-वती सहित ७ पाठ हैं हरएक पाठशालामें मंगवाकरने योग्य है।

**दिशाभूल**—अनुवादक और प्रकाशक—बाबूलाल मयाशंकर दुबे—राजनांदगांव (यु. पी.) पृष्ठ १६५ और मूल्य ०।≈ । महाकवि भारवके एक संस्कृत उपन्यासका यह अनुवाद है जिसमें अनेक विषयोंका उपदेश उपन्यास रूपमें ही है।

**समाजहितकारी**—श्री आत्मानंद जैन ट्रेक्ट सोसायटी—अंबाला शहर की यह १२ वीं ट्रेक्ट है जो विनामूल्य मिलती है। विषय पढ़नेयोग्य है ।

**जाति प्रबोधक**—संपादक और प्रकाशक बाबू दयाचन्द्र गोयलीय बी. ए.—लखनउ । वार्षिक मूल्य १) इस नवीन मासिक पत्रमें जातिसुधारविषयक लेख बहुत जोशीली कलमसे लिखे जाते है । दो अंक प्रकट हो चुके हैं । हरएक अंकमें २० पृष्ठ रहते है परंतु ग्राहकोंको उसकी चार चार नकल देते है जो दूसरे तीन महाशयोंको बंट सकती है यातो चार महाशयों साथ मिलकर ग्राहक हो सकते है। कुछ लाभके लिये नहीं परंतु जातिसेवाके लिये ही यह कार्य बाबू दयाचंद्रजीने शुरू किया है ।

**'भारतहितैषी'**—संपादक गुलशनराय जैन—देहरादून । वार्षिक मूल्य १॥) । ४८ पृष्ठका यह नवीन त्रिमासिकपत्र भारतीय साहित्य, इतिहास और शिक्षा संबंधी लेखोंसे विभूषित है । जब त्रिमासिक है तो मूल्य भी इससे कुछ कम होना चाहिए ।

**मनोरमा**—मंडीधनौरा (यु. पी.)से प्रकट होती हुई यह नवीन सचित्र मासिकपत्रिका है जिसके संपादक प्यारेलाल दीक्षित और रामकिशोर गुप्त अलंकारशास्त्री है । छपाई सफाई अच्छी और हरएक अंकमें रंगीन चित्र भी रहता है । पत्रिकाके अनेक लेख पढ़नेयोग्य होते है ।

**जैनसिद्धांतविद्यालय-मुरैनाका रिपोर्ट**—स्या. वा. न्या. पं. गोपालदासजी बरैय्याद्वारा स्थापित इस विद्यालयका यह पंचम वार्षिक रिपोर्ट है । बड़े हर्षके साथ लिखना पड़ता है कि इस विद्यालयने अल्प समयमें दि. जैनियोंकी सभी संस्थाओंसे बहुत कुछ कार्य करके दिखाया है । विद्यालयसे अनेक पंडित, उपदेशक और अध्यापक तैयार हो चुके है । विद्यालयके साथ बोर्डिंग, पुस्तकालय, लायब्रेरी, साप्ताहिक सभा आदिकी भी योजना है । ७१ विद्यार्थी लाभ लेते हैं । ध्रुवफंड ज्यादे नहीं है इस लिये इस विद्यालयको हरएक शुभाशुभ प्रसंगपर कुछ न कुछ सहायता भेजते रहना चाहिए ।

**समाज बंधनाची आवश्यकता**—प्रकाशक—आण्णप्पा नानप्पा लेंगडे—शहापुर (बेलगाम) कि. ०)०॥ 'दिगंबर जैन'ना खास अंकमां प्रगट थयेल आ मराठी लेखने पुस्तक रूपे प्रगट कर्यो छे.

**હિંદુ અનાથાશ્રમ**—નડિઆદ-આ સંસ્થાનો આ ૨૦૦ પૃષ્ટનો સચિત્ર રિપોર્ટ છે જે જોતાં જણાયછે કે સ્થાયી ફંડ ન હોવા છતાં આ સંસ્થા કેટલું બધું મહાભારત કાર્ય ઉપાડી રહી છે. માત્ર કાર્ડ લખવાથી આ રિપોર્ટ મફત મળે છે.

**'વિવેચક' ખાસ અંક**—લાઠરસ (નાંદોદ) થી પ્રકટ થતા માસિકનો આ ખાસ અંક (ત્રણ અંક સંયુક્ત !) છે, જેમાં ૩૩ ચિત્રો અને ૨૭ વિષયોના લેખ છે. પ્રયાસ ઉત્તમ છે, તેમ લેખો ઉપયોગી છે છતાં પણ જો

## भारत जैन महामंडल।

इस सभाके दो मुख्य उद्देश हैं—

(१) जैन जातिकी उन्नति और पारिस्पारिक प्रेम तथा मेल।

(२) जैनधर्मका प्रचार।

संक्षेप में यह कहा जासक्ता है कि धार्म्मिक मतभेदपर तर्कवितर्क करनेका कार्य्य इस मंडलके उद्देश में नहीं है। यह तर्कवितर्क प्रायः भिन्न२ समुदायके पारिस्परिक द्वेष और संकुचित विचारके कारण होते हैं। सत्यता के निर्णय के लिये नहीं। इनसे मंडलको कभी कोई सम्बन्ध नहीं है—

मंडलका उद्देश यह है कि जैन जातिकी इस समयकी अवस्थाको किसप्रकार उन्नतिपर पंहुचावें। उसका यह विचार है कि यह जब हो सक्ताहै जबकि उसके व्यापारकी उन्नति हो। आर्थिक अवस्था संभले—बुरे रस्म और रिवाज दूर हों और हमारे धर्मके सामान्य सिद्धान्त भलीभांत विस्तारसे प्रगट किये जावें।

यह सब काम अति गहन हैं और यह चाहते हैं कि कुल जैन जातिमें पारिस्परिक सहानुभूति और ऐक्यता हो—बुरे रिवाजोंको हटाना, आर्थिक दशाको उन्नति देना, शिक्षादि के प्रश्न, दरिद्रता हटाना उद्योगिक—व्यापारिक उन्नति, नातिजाति विभाग, स्त्रियोंकी स्थिति आदि प्रश्नोंका समाधान और इन सबसे अधिक आवश्यकीय यह कि अपने तत्वज्ञानका रहस्य, अपने न्याय शास्त्र तथा अध्यात्मज्ञान को दुनियापर प्रगट करे—यह सब ऐसी बातें हैं कि जिनपर हरएक जैनीका ध्यान होना चाहिये।

इस उन्नतिके समयमें धर्मके नियम जो साईन्सके अनुकूल हैं और इस समयके तत्वज्ञातोंके विचारोंके अनुसार हैं—केवल जैनधर्मके सिद्धान्त हैं। इस धर्मके सोतेसे एक बूंदके लिये पज्छमी दुनिया हाथ फैला रही है। क्या उनको प्यासे मारना हमारा धार्मिक सिद्धान्त आज्ञा दे सक्ता है? अतः जैन जातिके शुभचिन्तको! साहस करके तत्पर हो जाओ। मैं दिगम्बर हूं, मैं श्वेताम्बर हूं, मैं स्थानकवासी हूं यह विचार अन्य अवसरके लिये रहने दो। अब आवश्यक्ता है उन कामोंके करनेकी जिनका ऊपर ध्यान है। यदि जैनधर्मका कुछ श्रद्धान है तो बतलाओ, आप क्या कार्य्य कर सकते हैं? उसीका भार आपको दिया जावे, आप जिस प्रकारकी उपरोक्त कार्य्यमें सहायता पहुंचा सके हैं पहुंचानेका यत्न करें, फिर देखिये दिन दूनी रात चौगुनी उन्नति होती है। हमारी जाति और हमारा धर्म उस शिखर पर शीघ्र पहुंच जाय जहां कि हमारे तीर्थंकरोंका तारा चमकता था। देखें, कौन २ आगाड़ीमें रहते हैं।

चेतनदास, मंत्री, भारतजैनमहामंडल
हरीपपुर (अवध)

 इस वर्षके ग्राहकोंको ७ पुस्तकें उपहारमें मिलेंगी। 

॥ श्रीवीतरागाय नम. ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रगट थतुं मासिक

# दिगंबर जैन.

# THE DIGAMBAR JAIN.

युत सुरैये गिरिशेश्वचिरै, दिगंबरजैन मिद सुपत्र ।
प्रभो ! महावीर ! ! तव प्रभावात्, समुत्तमामुन्नतिमातनोतु ॥

| वर्ष ९ मुं. | वीर संवत २४४२. वैशाख. विक्रम सं. १९७० | अंक ७ मो. |
|---|---|---|




आ अंकमां आपेला समाचारोथी वाचकोने जणाशे के **गजपंथा कोन्फरंस.** आपणी मुंबाई दिगंबर जैन प्रांतिक कोन्फरन्सनी नौवमी बेठक गया मासमां श्री गजपंथानी सिद्धक्षेत्र उपर सफळतापूर्वक थई गई छे. जो के आ समये जनसंख्या ओछी हती, तोपण दरेक काम सफळतापूर्वक थयु छे अने भारजा करता कोन्फरन्सनां जनरलफंडने पण ठीक मदद मळी छे. हवे आ कोन्फरन्समां जे १४ ठरावो थया छे ते पैकी त्रण ठरावो घणाज जरूरी अने महत्वना थया छे ते बाबत थोडीक सूचनाओ करवी योग्य लेखाशे. जयपुरनी जेलमां विना कारणे ने वर्ष थया सडता समाजहितैषी पं. अर्जुनलाल शेठी बी. ए.ना छुटकारा माटेनो जे ठराव करवा भारतजैनमहामंडळ निष्फल निवडयु हतु ते ठराव घणोज सफळतापूर्वक आ कोन्फरंसे कर्यो छे अने नवा वाइसरॉय पासे डेप्युटेशन लई जवानो ठराव थई तेमां बाबू अजितप्रसादजी एम. ए. एल. एल. बी., शेठ हीराचंद अमीचंद शाह सोलापुर अने श्रीयुत जयकुमार देवीदास चवरे वकिल बी. ए. एल. एल. बी.ए जवा स्वीकार्यु छे ए ओछा आनंदनी वात नथी, तो हवे बाबू अजितप्रसादजीए ए बाबत वॉइसरॉय साथे पत्रव्यवहार चलावी डेप्युटेशनने आकारे मळवानी परवानगी मेळवी बीजा चार पांच गृहस्थोने एमां सामेल करी आ डेप्युटेशन घणीज त्वराए लई जवानी जरूर छे. आज सुधी कोई आगळ पडीने जनार तैयार थतु नहोतु पण हवे आ त्रण भाईओए स्वीकारता करी छे एटले एमां चार पांच गृहस्थो जोडाता हवे वार लागशे नहिज. मात्र प्रयास करवानीज जरूर छे जो आपणे आशा राखीए के बाबू अजितप्रसादजी हवे आ काम तावीदे उपाडी लेशे, बीजो महत्वनो ठराव कोन्फरन्स

पाक्षिक पत्र "जैनमित्र" ने आवता कार्तक मासथी अठवाडिकरूपे करवानो थयो छे. समयानुकूल लेखो अने नवा समाचारो आपनार एवा नियमित अठवाडिकपत्रनी आपणी कोममां जे खोट छे ते आ 'जैनमित्र' अठवाडिक थवाथी पुरी पडी शकशेज. हवे एना प्रकाशक तरीके अमारी निमणुंक थयेली होवाथी तथा सुरतमां छपाई सुरतमांथी प्रकट थवानो ठराव थवाथी 'जैनमित्र' नी ऑफिस कार्तक मासथी सुरत आवशे अने ए पत्र सुरतथीज प्रकट थशे, पण कागळ वगेरेनी पुष्कळ मोंघवारीना आवा कटोकटीना प्रसंगमां जो ग्राहकसंख्या संतोषजनक न होय तो अठवाडिकनो खर्च निभाववो मुश्केल थई पडे, माटे अमो सर्वे बंधुओने सूचना करीए छीए के सर्वेए बनती कोशीशे 'जैनमित्र' नी ग्राहकसंख्या वधारवी जोईए. अठवाडिक थतां पोस्टेज साथे वार्षिक मूल्य मात्र रु. ३)ज लेवाशे, माटे दरेक भाईओ तुज रकममां घेरबेठां आपणी कोममां बनता बनावो जाणवानो लाभ मळे ते गुमाववो जोईए नहिं. वळी आ अठवाडिकने लगती जे जे नवीन सूचनाओ जे कोई भाई लखी जणावशे ते उपर पण पूर्ण ध्यान आपवामां आवशे. जैन महल्लनो ठराव विधवा-विवाहना आंदोलनने अटकाववानो छे. हालमां "जैनोदय" "जैन तत्त्वप्रकाशक" अने "जैनहितेच्छु" पत्रोमां विधवाविवाहने उत्तेजन आपनारा जे लेखो प्रकट थवा लाग्या छे ते जैनधर्मथी अत्यंत विरुद्ध छे अने एवा लेखो मंदिरमां न रखाय ते माटे सिफारीश आदर थवानी जरूर छे. जैन धर्म विरुद्धनी हिलचालने मूळमांथी दाबी देवानी अत्यंत ताकीद जरूर छे नहि तो भोळा अने अजाण भाईओ तेथी दोरवाई जाय, तो जैन कोमने घणांज अनिष्ट परीणामो भोगववां पडशे.

  

ए तो नक्कीज छे के निमित्त वगर कंई पण कार्य थई शकतुं नथी पणतेनुं श्रुतपंचमीपर्व निमित्त आवे ते करवाने दरेकनुं मन अवश्य दोराय छे, ते प्रमाणे जिनवाणी माताना एटले प्राचीन ग्रंथोनी सारसंभाळ करवानो शुभ दिवस श्री श्रुतपंचमीपर्व आवता ज्येष्ठ सुद ५ ने दिने आवी पहोंच्यो छे, जे दिवसे दरेक दहेरासरमांना शास्त्रोने साफसुफ करी तेने ऊंचे आसने बिराजमान करी सरस्वति पूजा करवानी छे तथा जे जे शास्त्रभंडारोनुं सूचीपत्र न थयुं होय त्यांना भाईओनी फरज छे के एक सूचीपत्र तैयार करी राखवुं जोईए तथा अव्यवस्थित ग्रंथोने आगना जैनसिद्धांतभवनमां मोकली आपवा जोईए. वळी आ श्रुतपंचमीने जाहेर पर्व तरिके पाळी ए दिने एकेक सभा थई श्रुतपंचमीपर्वनुं माहात्म्य सर्वे भाईओना मन उपर ठसावी आपणां प्राचीन शास्त्रोना उद्धार करवानां यथे तेटलां कार्यो करवां जोईए.

  

**ચોખલાના પંચે કરેલા ઠરાવો**

ઓરણ્ પ્રાંતિજના ૪૨ ગામના દશાહુમડ ભાઈઓનું ચોખલાનું પંચ ગયા માસમાં આસુવામાં મળ્યું હતું. તેમાં થયેલા ઠરાવો આ અંકમાં પ્રગટ કર્યા છે તેમાં ચીનવિવા-હમાં સુધારો કરવાના ઠરાવો તો ઠીક થયા છે પણ કન્યાની સગાઈ ફરી કરવા સંબંધી ના બે ઠરાવો થયા છે તે એ જ્ઞાતિની

ઉન્નતિને આડે આવનારા છે. એ તો જાણીતું છે કે એ જ્ઞાતિ કેળવણી લેવામાં અને ધર્મ જ્ઞાનમાં બહુજ પછાત છે તેનું મૂળ કારણ નાની ઉમરે સગાઇ અને લગ્ન કરી દેવાથી છોકરાઓને પુરતી કેળવણી ન મળવાનુંજ છે. પહેલો ઠરાવ વર કન્યા વચ્ચે ત્રણ વર્ષનો તફાવત રાખવાનો થયોછે જેમાં પણ સુધારો થઇ ઓછામાં ઓછો ૭ વર્ષનો તફાવત રાખવાની જરૂર છે તથા બીજો ત્રીજો ચોથો અને પાંચમો ઠરાવ એકદમ તાકીદે વર કન્યાની સગાઇઓ કરી દેવાને લગતો છે જે વાંચી અમોને અજાયબી ઉપજેછે કે એમાં કેટલી ઉમર સુધીનાં વરકન્યાની સગાઇ કરવી તે જણાવેલું ન હોવાથી એક વર્ષની છોકરી અને ચાર વર્ષના છોકરાની સગાઇ પણ કરી શકાવાનીજ ! વળી એક વર્ષમાં અમુક સંજોગો વચ્ચે સગાઇ ન કરી દે તો દંડ કરવાનો ઠરાવ થયોછે તે થવાની જરૂર અમે તો ધારતા નથી. સગાઇ કરી દેવા સંબંધી ફરજ્યાત ઠરાવ કરવો એ કોઇપણ રીતે યોગ્ય નથી, પણ જ્ઞાતિની ઉન્નતિ અર્થે અને જ્ઞાતિના બાળકો અને બાળકીઓને કેળવણી આપી શકાય તે માટે તો એવો ઠરાવ થવાની જરૂરછે કે કન્યાની ઉમર ઓછામાં ઓછી દશ વર્ષની થયાં વગર સગાઇ કરવી નહિ અને વરકન્યા વચ્ચે ૭ વર્ષનો તફાવત રાખવાનો ઠરાવ થવો જોઇએ તેમજ કન્યાનાં લગ્ન પણ ૧૩-૧૪ વર્ષની ઉમર પહેલાં નજ કરવાં જોઇએ, જેથી ૭ વર્ષનો તફાવત રાખવાથી લગ્ન વખતે વરની ઉમર લગભગ ૨૦ વર્ષની થશે, જેજ સાધારણ રીતે લગ્નલાયક ઉમર ગણી શકાય. આપણે આશા રાખીશું કે ચોખલાના પંચના અગ્રેસરો આ બાબત પૂર્ણ વિચાર કરશે અને હવે પછી જ્યારે પણ પંચ મળે ત્યારે સગાઇ કરવા સંબંધીના જે ઠરાવો થયા છે તેમાં ઘટતા સુધારાઓ કરવા અવશ્ય લક્ષમાં લેશેજ. વળી આ પંચમાં સલાહશાંતિથી સર્વે કાર્ય થવા માટે તથા લગ્ન અને મરણ સમયના કેટલાક હાનિકારક રિવાજો અટકાવવા જે ઠરાવો કર્યા છે તે માટે તેમજ સગાઇની સાકર વેંચવાને બદલે ૯) લેખે ઉઘરાવી રૂ. ૭૦૦) એકઠા કરી તેનો ઉપયોગ જીર્ણોદ્ધારના કાર્યમાં વાપરવાનો ઠરાવ કરવા માટે આ ભાઇઓને અમો ધન્યવાદ આપીએ છીએ.

❧　❧　❧

**श्वेतांवर जैन कोन्फरंसः**

दिगंवरी भाईओ करतां आपणा श्वेतांवरी-भाईओमां धर्मोत्साह केटलो वधो छे ते गया मासमां मुंबाईमां मळेली श्वेतांवर जैन कोन्फरंसना कार्यथी आपणने जणाशेज. आ कोन्फरंसमां आशरे लाख रुप्यानुं फंड छे, वळी वर्षे चार आना लेखे 'सुकृत भंडार फंड'ने नामे नाणां उघरावाय छे तथा कोन्फरंस समये टिकीटो राखवा उपरांत जनरल फंडमां पण हजारो रुप्या भराय छे, जेथी कोन्फरंसना सर्वे खातांओ केटली बधी सफळतापूर्वक आपणा श्वेतांवरी भाईओ चलावी रहा छे जे जाणी आपणी महासभाए तथा प्रांतिक सभाए नीचुं जोवा जेवुंज छे केमके आपणे दरेक बाबतमां घणाज पछात छीए. केळवणी अने व्यापार संबंधी जे जे ठरावो आ कोन्फरंसे कर्या छे तेनुं अनुकरण आपणी सभाओए करवुं जोईए तथा कोई एवा प्रयासो थवा जोईए के जेथी आपणी सभाओमां लाख पचास हजारनुं फंड थई केळवणीनां कार्यो वधारी शकाय. आपणी कोन्फरंस अनेक ठरावो तो करे छे, पण नाणांनी सगवड वगर ते केवी रीते अमलमां लावी शके? माटे आपणी कोन्फरंसे पण श्वेतांवरीभाईओनी माफक 'सुकृत भंडार फंड' जेवी एकाद स्कीम उभी करवी जोईए जेथी दर वर्षे सारी रकम एकठी करी शकाय. जो प्रयास थाय, तो आपणा भाईओ दर वर्षे माणसदीठ मात्र चार आना आपवाने कोई ना पाडशे नहि अने तेथी जायुकनी सारी आवक मेळवी शकाशे.



દશાહુમડના ચોખલાના પંચમાં ઠરાવો—ચોખલાના ૪૨ ગામોનું પંચ અનુવા મુકામે ફાગણ વદ ૧૦ થી સાત દિવસ સુધી ભેગું થયું હતું, જેમાં ૭૦૦ ની સંખ્યા હાજર હતી જેમાંથી પાંચ ઘેરથી એક એગ ગણી ૧૭૧ નું પંચ નીમવામાં આવેલું જેણે નીચેના ઠરાવો કર્યા છે-(૧) વર કન્યા વચ્ચે ત્રણ વર્ષનો તફાવત રાખવો અને એનો ભંગ કરનાર વર કન્યાના બાપ પાસે જુદો જુદો રૂ. ૫૧) દંડ લેવો. (૨) જે ઘેર છોકરાની સગાઇ થાય ..રે ત્યાં કન્યા હોય તો ૧૨ માસમાં ઉતારી દેવી ને તેમ ન કરે તો પ્રથમ વરસે રૂ. ૨૦) અને બીજા વરસે રૂ. ૧૫) અને ત્રીજા વરસથી રૂ. ૧૦) ( દંડ !) ચાલુ આપે ! ! ! (૩) સગાઇ કર્યા વગરની કન્યાની સગાઇ ૧૧॥ વરસની અંદર કરી દેવી ! ! ! ને તેમ ન વર્તે તો રૂ. ૧૦૧) આપે ! (૪) અનુવામાં જે વરની સગાઇ થાય તે ઘરમાં કન્યા હોય તો તેની સગાઇ ૧૨ માસમાં કરી દેવી ને તેમ ન કરે તો રૂ. ૧૦૧) આપે ! (૫) જેને ઘેર ૧૧॥ વર્ષ ઉપરની કન્યા છે તે ૭ માસમાં ન ઉતારે તો રૂ. ૧૦૧) આપે ! (૬) કન્યા પરણાવતી વખતે લગ્ન ચોરી તે ૭ ટંક રાખવી તે ઉપરાંત કન્યાના બાપને જીર છે તેમાં ૪ ટંક ગત્યાં અને ૨ દાળભાત્રી. લગ્ન પાછી વાળવી નહિ ને તેમ કરે તો ચોખલાના પંચમાં ઠેર ૧૧ ના ખાસજનું હરાવું કરે. (૭) ખાટલામાં ભગીઆની આરણી ૧ તથા તોડીઓ જોડ એક રૂપાનો મોકલવો. (૮) ત્રમંનામાં કાંઇ હેમનું, કંઠીવાની ઓરણી, હેમની વાંસડી ૧, હેમનું કડું ૧, રૂપાનાં કલ્લાં જો. ૧, ઘાઘરી ૧ તથા કાપડું ૧ એ મુજબ મોકલે. (૯) પલ્લામાં હેમગદી. ૪૦) ના દાગીના વસંત સુધી ખરા તોલથી આપે ને ૬-૭-૮-૯ કલમમાં વધઘટ કરે તો રૂ. ૫) ગામના દહેરાસરને આપે. (૧૦) કન્યા માટે પાનેતરને બદલે રેશમી ગાળો લાવે ને તેમ ન વર્તે તે રૂ. ૧૧ ગામને દહેરે આપે. ૧૧) મરણ પાછળ રાવણાં ઘરધણી માસ ૧ની અંદર એકા મુદતે તેડાવે તેજ મુદતે આવે ને તેમાં પ્રથમના એક ટંકવાળા એક ટંક અને બાકીના સર્વે ૩ ટંક જમવા રહે. નીકળતી વખતે લાડવા આપવા નહિ. આ ઠરાવ તોડે તે રૂ. ૧૧ ગામને દહેરે આપે. (૧૨) દિકરી જમાઇનો સાથરો ( કાણુ-રાવણું ) નાંખવો નહિ. (૧૩) વરસી ઉપર બાઇનાં પીયર સિવાય કાગળ લખવો નહિ ને વરસ પછી મોં વાળવા જવું આવવું નહિ. (૧૪) નવા પરણે ત્યાંથી કાછળીનો સુડલો ( ચૂડો ) પહેરવો નહિ. (૧૫) જેને ત્યાં રાવણું આવે તે ઉતરાં ઘરમાં જઇનેજ હાથ વાળે. આનો ભંગ કરે તે ગામને દેહરે રૂ. ૧૧ આપે ને દેહરું ન હોય તે સભાના દહેરાસરે મોકલી આપે.

૧૭૧ ની પંચે કરેલ ઉપલા ઠરાવો સર્વે પંચે કબૂલ કર્યા અને આ પ્રસંગે ૯૨ વેની-શાળ થયા હતા. દરેક વેનીશાળદીઠ રૂ. ૧) અનુવાને મંદિરે અપાયો તથા કેશર તથા મસાલા વગેરેની આશરે રૂ. ૫૦૦)ની ઉપજ અનુવાના મંદિરને થઇ હતી. વળી બ્ર. પાર્શ્વસાગરજીને કુંથલગીરીના કુલભૂષણ વિ-દ્યાલય માટે રૂ. ૩૬૦) ભરાવ્યા હતા તેમજ વેનીશાળ પછી સાકેર વેંચવામાં આવતી, જે બંધ કરી રૂ. ૯) લેખે રોકડા ઉપરાવતા એમાં આશરે રૂ. ૭૦૦) ની ઉપજ થઇ હતી. તેમજ રાયખડના મંદિરની ટીપ માટે રૂ. ૨૧૭)

थयेला पणु ते विचार मांडी वाळवाथी ते नाणुं अमदावादना मंदिरमां जीर्णोद्धारमां वापरवाने ए टीप चालु राखवी वगेरे ठरावो करी एक वर्ष उपर फरी १७१ नी पंच मेळववानो विचार करी पंच वीखेरायु हतुं.

**विवाहमें दान**-पलवलनिवासी लाला देवकरनदास सर्राफके लडकेकी शादी फिरोजपुरझिरकामें फाल्गुन मासमें हुई जिसमें फिजूल खर्च कुछ भी न करके रु. १५२।) मन्दिर, पलवल पाठशाला, ब्रह्मचर्याश्रम, महाविद्यालय आदिमें दिये गये थे। हमारे श्रीमानों क्या इसका अनुकरण नहीं करेंगे?

**केशलोच और जैनकुमारसभाका वार्षिकोत्सव**—झालरापाटन केम्पकी इस सभाका उत्सव १२ से १८ मार्चतक रथोत्सवपूर्वक हुआ था जिसमें कुंवर दिग्विजयसिंहजी, पं. मंगलसेनजी, श्रीमती कंकुबाई, श्रीमती रामदेवीबाई आदिके अनेक व्याख्यान हुए थे और सभाका उत्सव कुंवर दिग्विजयसिंहजीके सभापतित्वमें हुआ था जिसमें महामंत्री बाबू दौलतरामजीको 'समाजसेवक'का पद दिया गया जिन्होंने इसी मौकेपर रु. २०००)के लागतका अपना मकान सभाको दान दे दिया। ता. १८को मुनि चंद्रसागरजीका केशलोच हुआ था। इस उत्सवके समय रु. १९६) ऋषभब्रह्मचर्याश्रम, ५४५) श्राविकाश्रम बम्बई, ३५) श्राविकाश्रम मुरादाबाद, ३१)इन्दौर श्राविकाश्रम, १४) खींनीवाडा सभा, और ७) महासभाको सहायता मिली थी।

**सिरौंजमां** जैन बालकुमारसभा स्थापित हुई है जिसमें हर गुरुवारको सभा होकर व्याख्यानादि होते हैं परंतु यहांकी पंचमें दो पट्टी होनेसे धर्मकार्योंमें बड़ी बाधा पहुंचती है। जैन सं. ३०० होनेपर भी पाठशालामें बहुत ही कम लडके आते हैं और सभामें भी बहुत ही कम भाई आते हैं। सिरौंजके भाईओंको उचित है कि फूट महारानीका मुंह काला करके ऐक्यता और धर्मरुचिसे धर्मकार्योंको करें।

**धर्मकी अतिशयप्रभावना**-सिरौंजनिवासी शीलकल्यान लिखते हैं कि मैं चैत्र शुक्ल २ को अतिशय क्षेत्र श्री थोबनजी गया था कि जहां सं. ९००के २३ मंदिर हैं। यहाँ रात्रिको इकाइकी ऐसा शब्द हुआ जो वचनातीत है। हमलोग पांच महाशय मंदिरके नजीक गये। वहांका गानबाजोंकी ध्वनि सुनकर जो आनंद हुआ वह लेखनीसे नहीं बनता। प्रभातको देखा तो सारे पर्वतपर केशरकी वर्षा हुई है तथा पर्वतपर कूवा था वह स्वयमेव ३॥ हाथ जलपूर हो गया। यह बड़ा प्रभाव हुवा। हम सबने मिलकर ग्यासह पथलेकी निसरणीपर अभिषेक किया था। भाईयोंको यहांका दर्शन कर पुण्योपार्जन करना चाहिये।

**'जैनमार्तंड' मासिकके लिये सूचना**—हाथरसकी जैनबालहितैषिणीसभाने 'जैन मार्तंड' नामक मासिकपत्र

निकालनेका निश्चय किया है और २५० ग्राहकोंकी स्वीकृति होनेपर शुरु होनेवाला है। वार्षिक मूल्य डेढ़ रु. है। पत्रव्यवहारका पता–मिश्रीलाल सोगानी सम्पादक, "जैनमार्तंड"–हाथरस सिटी।

**पंचकल्याणक प्रतिष्ठोत्सव**—श्रवणबेल्गुलमें जी. पी. धरनैय्या द्वारा श्रीमत् चारुकीर्तिजी पंडिताचार्यवर्यके हस्तसे ता. १९ मेको पंचकल्याणकप्रतिष्ठामहोत्सव होनेवाला है। ता. ७से ता. १९ मे तक सब विधि होगी।

**आगरामें सभा और पाठशाला**—आगरा धुलियागंजमें १२ वर्ष हुए पाठशाला स्थापित हुई थी और लौकिक धार्मिक दोनों प्रकारकी शिक्षा दी जाती थी परंतु द्रव्यकी कमीसे जबसे सिर्फ धार्मिक शिक्षाका प्रबंध किया गया था तबसे बहुत ही कम विद्यार्थी लाभ लेते थे। अब इस पाठशालाकी उन्नतिके लिये फाल्गुन शुक्र १९को सभा होकर एक कमीटि चुनी गई और "जैनधर्मसंरक्षणी सभा" नामक सभा स्थापित हुई जिसकी बैठक प्रति पूर्णमासीको होती है। इस पाठशालामें द्रव्यकी कमी है जिसको पुरी करनेके लिये हम आगरेके भाईयोंको सूचना करते हैं।

**मुनि चंद्रकीर्तिका परलोकगमन**—सचित्र खास अंकमें श्रीमान् मुनि चंद्रकीर्तिजी गुरुमहाराजका चित्र है जिनका ज्यादे परीचय तो हमें नहीं मिला परंतु आपका स्वर्गवास सं. १९६३में हुआ था ऐसा हमें मालूम हुआ है। यदि कोई भाईको मालूम होवे तो विशेष परीचय हमें लिख भेजे।

**कंथारियानी** जैन लायब्रेरीने मुनि (श्वे.) नानचंदजीए १०९ पुस्तको भेट आप्यां छे.

**इटावामें जैनतत्त्वप्रकाशिनी सभाका** सप्तम वार्षिकोत्सव ता. १४से १७ अप्रेल तक रथयात्रा, नगरकीर्तन, उपदेश और शंकासमाधान रूपमें हुआ था जिसका विशेष हाल मिलनेपर आगे प्रकट किया जायगा।

**समेदशिखरजी केसः**—श्वेतांबरी भाईयोंने हकके बारेमें जो दावा दिगंबरियों पर किया है। उसका केस ता. २१ मार्चसे हजारीबागकी कोर्टमें चल रहा है। श्वेतांबरीके गवाह पूर्ण होचुके और दिगंबरियोंके गवाह लिये जा रहे हैं।

करहलमें ता. २८ मार्चसे ता. २ अप्रेल तक जैन विद्यालयमें एक जलसा हुआ था जिसमें ६००–७०० जैन और अजैन भाईयों उपस्थित थे। इस मेलेमें एक शिक्षोदय नाटक भी दिखलाई गई थी और विद्यालयकी परीक्षा भी हुई थी। नतीजा बहुत अच्छा आया है। करहलके भाईओंको इस विद्यालयको बड़ा कर विद्यालय' नाम सार्थक करना चाहिए।

**औषधियां विनामूल्य**—निम्नलिखित पतेपर लिखनेसे सब प्रकारके रोगोंकी औष-

धियां विनामूल्य मिलती हैं! "दद्रुनाशनी" ( दादकी ) और चंद्रप्रभावर्ती ( नेत्रकी ) दवा तो अवश्य मंगाईए–पता–चिकित्सक-रत्न सवाईसिंघई बाबूलाल जैन वैद्य, आ. सर्वहितैषी औषधालय c/o ऋ. ब्रह्मचर्याश्रम–हस्तिनापुर ( मेरठ ) ।

**પાદરામાં પાઠશાળા**—પાદરામાં માહ માસમાં "ચંદ્રપ્રભુ જૈન પાઠશાળા"ની સ્થાપના ભ. સુરેંદ્રકીર્તિના પ્રમુખપદે થઇ હતી, જેમાં કેટલાંક વ્યાખ્યાનો પણ થયાં હતાં. પાઠશાળાના સ્થાયી ફંડમાં રૂા. ૭૦૫) ભરાયાં છે, જેમાં રૂ. ૧૨૫) તલકચંદ નથુજી, ૧૦૧) હરીલાલ જીવનદાસ, ૧૦૧) ગરબડદાસ હરખચંદ, ૩૧) જેઠાલાલ કાળીદાસના તથા બીજી પરચુરણ રકમો ૧) સુધીની છે. વળી ભ. સુરેંદ્રકીર્તિએ બે માસનો ખર્ચ તથા શા. નાનચંદ પૂંજાભાઇએ પહેલે નંબરે આવનારને ૪) ઇનામ માટે આપ્યા છે. પાદરાના ભાઇઓએ મોટું ફંડ કરી આ પાઠશાળાને સ્થાયીરૂપે કરી જોઇએ.

**पास हुए**–इस साल मथुरा महाविद्यालयसे तीन विद्यार्थी गवर्नमेन्ट संस्कृत कालेज बनारसकी प्रथम परीक्षामें बैठे थे वे तीनों ही पास हुए हैं।

**विवाहके मौकेपर साहित्यसभाकी स्थापना**—झालरापाटनमें फाल्गुन मासमें श्रीमान् लूणकरणजीकी पोतीका विवाह था उस वक्त इन्दौरसे रा. ब. सेठ कस्तूरचंदजी और बम्बईसे वाडीलाल मोतीलाल शाह भी पधारे थे। यहां सेठ विनोदीराम बालचंद्रजीके पुत्रों-सेठ माणिकचंदजी, सेठ लालचंदजी, सेठ नेमीचन्दजी, सेठ भवरलालजी बड़े विद्याप्रेमी हैं इसलिये इन सब महाशयोंने मिलकर इसी वक्त '**राजपूताना हिन्दी साहित्य सभा**' की स्थापना की जिसमें रु. ५००१) रा. ब. सेठ कस्तूरचंदजी, २०००) वाडीलाल मोतीलाल शाह, ११०१) सेठ माणेकचंदजी श्रेष्ठी, १२०२) सेठों लालचंदजी, भवरलालजी और नेमीचंदजी, ७०१) लुणकरणजी पांडया आदि रकमें मिलकर अनुमान रु. ११०००)का फंड हुआ है। इस संस्थाके द्वारा हिन्दीके उत्तमोत्तम ग्रन्थोंकी रचना कराई जायगी और बहुत ही अल्प मूल्यमें सर्वसाधारणको इसका लाभ पहुंचाया जायगा। प्रकट होनेवाली पुस्तकें किसी भी मतवालेपर आक्षेपवाली न होकर सर्वमान्य और लाभकारी होगी। जो हुआ सो ठीक ही है परंतु यदि इस संस्थाके साथ '**जैन**' नाम डालकर हिन्दीजैनसाहित्यकी ही सेवाका कार्य किया जाता तो कितना अच्छा होता?

**झालरापाटन शहरमें** बड़ा भारी सरस्वति भवन खुलनेकी भी तैयारियें हो रही हैं। ४०००) की लागतका मकान बन रहा है। भवनके फंडमें अनुमान रु. १००००) भरे गये हैं, इसके उत्पादक और अधिष्ठाता श्रीमान् त्यागी ऐलक पन्नालालजी महाराज हैं। पत्रव्यवहारका पता–प्यारचंद डूंगया, मंत्री दि. जैन सरस्वति भवन–झालरापाटन शहर।

करनेकी प्रतिज्ञा की। शा० चांदूलालजी पहाड़याको गजपंथाशिखरकी सभामें शामिल होनेको प्रतिनिधि बनवाया।

नायडुंगरी—एक शास्त्रसभा की। तीन भाइयोंने स्वाध्याय करना व दो श्राविकाओंने कुदेवपूजनका त्याग किया। तीन भाई यहांसे भी प्रतिनिधि बनाये। श्रीमती नानूबाईका धर्मोत्साह अच्छा है।

भुसावल—सेठ रतनलालजीके सभापतित्वमें एक व्याख्यानसभा की जिससे तीन भाइयोंने स्वाध्याय करना स्वीकार किया।

मलकापुर—प्लेगकी बीमारीके भयसे कोई लोग वस्तीमें नहीं पाये जिससे सभा नहीं हो सकी।

धूलियाके सेठ गुलाबचंद हीरालालजीके सभापतित्वमें दो व्याख्यानसभायें कीं। जिसमें जातीय सभायें ही जैनियोंकी उन्नति कर सक्ती हैं इस विषयपर विवेचन किया जिससे चार भाइयोंने प्रा. सभाके १४वें जलसेमें प्रतिनिधि रूपसे शामिल होना स्वीकार किया। तथा सभापतिकी ओरसे ११) विद्यालय खातेमें प्रदान हुए।

कन्नड़में एक शास्त्रसभा और दूसरी व्याख्यान सभा की। यहांसे भी ५ भाइयोंको प्रतिनिधि बनाया। यहांके स्त्रीसमाजमें कुदेवपूजाका बड़ा ही प्रचार है। भाई मोतीलालजीसे एक रु. विद्यालय खातेमें आया।

इतनूर—जिनपूजन व स्वाध्याय विषयपर विवेचन किया जिससे दो भाईयोंने स्वाध्याय करनेकी प्रतिज्ञा की तथा प्रान्तिक सभामें शामिल होनेका प्रभाव डाला। १) फंडमें और १) विद्यालय खातेमें आया। यहांके मंदिरमें पंचायतीको अष्ट द्रव्यसे पूजन करनेका वारा बनाना चाहिये।

कसावखेडाकी पंचायतीका धर्मोत्साह प्रशंसनीय है। सेठ धन्नालालजीको प्रतिनिधि बनाया और एक शास्त्रसभा की जिसमें विशेषकर कुदेवपूजन त्यागपर विवेचन किया। यहांसे—

गजपंथाशिखर आया और प्रान्तिक सभाके चौदहवें वार्षिक अधिवेशनकी व्यवस्थाके कार्योंमें शामिल हुवा।

विशेष—महाराष्ट्र प्रान्तके जैन स्त्री समाजमें कुदेव पूजाका मिथ्या प्रचार खूब बढ़ता जा रहा है। इसका मूल कारण यही है कि पुरुषगण अपनी प्यारी पत्नीको सच्चे देव और धर्मका लक्षण कभी नहीं बतलाते। इस लिये प्रायः बड़े २ घरानोंकी स्त्रियोंमें ढोंगियों (कुगुरूओं)ने इतना लालच भर रक्खा है कि शीतलादेवी, हनूमान, काली, दुर्गा आदिकी उपासना करनेसे माताओंके सन्तान फलती है और महादेव गणेश, पपिल, बड़ आदिके नीचे ब्राह्मण-भोजन कराने और सेकड़ों रूपयोंके दान (कुदान) करनेसे सन्तानकी रक्षा होती है।

कुदेवोंको ही सौ पचास रुपये देकर दो चार लड़के ले आते सो ऐसा होता नहीं है इससे मालूम होता है कि सद्गुणी और हृष्टपुष्ट पतिपत्निके संयोग होनेपर ही उत्तमोत्तम बालबच्चे हो सक्ते हैं। प्यारे शेठगणो! विषयमें अन्ध होकर वीर्यको मत बिगाड़ो। इस चंचल मनको शास्त्रस्वाध्यायके पेंचसे कसदो और सेठानीजीको भी सांझ सवेरे सच्चे देव, धर्म, गुरुका स्वरूप और रामचन्द्र, हनूमान, लवणांकुश, प्रद्युम्न, सीता, मनोरमा और कैकई आदि मातावोंके चरित्र सुनाया करो। जिससे आप दोनोंके हृदयोंमें उन वीर सपूतोंका आदर्श पड़े। और आपके भी ऐसी सद्गुणी सन्तानका जन्म होवे!

जातिसेवक—

**ठाकोरदास भगवानदास**

मंत्री, उपदेशकविभाग-मुंबाई।

---



## अंजनगिरि तीर्थकी शोध जीर्णोद्धारकी जरूर।

गजपंथाजी सिद्धक्षेत्रनी पासे १५ माईल उपर अंजनगिरि उर्फे अंजनेरी नामे तीर्थक्षेत्र मालम पडवानी हकिकत संबंधी सुजानगढना यात्राळुओए जे येनी हकिकत जे अमारा उपर मोकलेली ते नीचे मुजब छे:—

महाशय वर!

आपसे निवेदन करता हूं कि हम लाडनु व सुजानगढके ५२ यात्री श्री गजपंथाजी सिद्धक्षेत्रकी यात्रा करनेकूं गये थे वहांपर पूजारीके कहनेसे पांच आदमी अंजनगिरी पहाड देखनेकूं गये। गजपंथाजीसे अंजनगिरी पहाड १५ मील करीब है, वहां जाते वहांके रहनेवाले आदमियोंसे मालूम हुआ कि इसी पहाडके ऊपर हनुमानजीका जन्म हुआ है। पहाडके नीचे अंदाज १५ मंदिरजी टूटेफूटे हुए बहुत प्राचीन है जिसमें २-३ मंदिरजी तो थोडा रुपया खर्च करनेसे भी मरम्मत होसकते है। मंदिरोंमें प्रतिमाजी तो देखनेमें नहीं आई लेकिन दरवाजे ऊपर खोदी हुई प्रतिमा बहुत देखनेमें आती है। एक मंदिरजीमें शिलालेख खुदा हुआ है जिसमें बहुत लेख लिखा हुआ है। हमलोक बांचनेके वास्ते बहुत कोशिस किया लेकिन पढ न सके फक्त संवत् १०३७ लिखा हुआ पढ सके। यह हुआ पहाडके नीचेका बात। फिर

वहांका एक आदमी लेकर पहाडके ऊपर गये। पहाड ऊपर जानेका रस्ता बहुत ठीक है। ऊपर जाकर हम लोकोंने एक गुफाको देखा। उस गुफाके भीतर पहाडकी दिवालमें प्रतिमाजी खोदी हुई हैं। कितनीएक प्रतिमाजी खंडित हो चुकी है। दो चार प्रतिमाजी अंगोपांगसहित विराजमान है। वहांपर दर्शन करके फिर पहाड ऊपर जानेसे एक बडा तलाव देखनेमें आया। उस तलावको वहाके रहनेवाले 'मानसरोवर' कहते हैं उस तलावके पास चार बंगला अंग्रेज लोगोंका बना हुआ है। वहांकी आव हवा अच्छी देखकर उन लोगोंने बंगला बनाये हैं वहींपर बंगलेके पास फिर एक गुफा देखनेमें आई। गुफामें हमलोग गये। मंदिरका चिन्ह देखनेमें आता है लेकिन प्रतिमा वहां नहीं है। उसी गुफामें हनुमानजीका जन्म हुआ वहांके लोक ऐसा कहते हैं। इस तरहका हाल अंजनगिरी पहाडका हमलोक ५ आदमी फागुण वदी १३को देखकर आये है। वहांकी जगह व पहाड देखनेसे बहुत प्राचीनता मालूम होती है। कोई वख्त वहांपर जैनधर्मका बहुत प्रचार था, लेकिन समयके फेरसे इस वख्त वहांपर कुछ भी देखनेमें नहीं आता है। अब हम लोगोंका कहना प्रान्तिकसभाको यही है कि प्रान्तिकसभाका अधिवेशन चैत्र महिनेमें गजपंथाजीमें होनेवाला है उस अधिवेशनमें बहुत धनवान भाइयोंका व पंडितोंका आना होगा उस वख्त सब भाई अंजनगिरी पहाड जा करके पहाडका निरीक्षण करके जैसा योग्य समझें बन्दोबस्त करना चाहिये। विशेषु किमधिकम्।

सं. १९७२ सालका फागुण सुदी १५

दस्तखत धन्नालाल सरावगी।

मु० सुजानगढ।

શ્રી ગજપંથાજીપર પ્રાંતિક સભાનું અધિવેશન થયેલું તે વખતે અમો શ્રી ગજપંથાજી ગયેલા અને ત્યાંથી આવતી વખતે એટલે તા. ૧૨-૪-૧૬ની રોજે હું અને મારા ન્હાનાભાઇ મી. માણેકચંદ શ્રી અંજનગીરી પહાડ જોવા ગયેલા હતા. સુજાનગઢવાળા યાત્રીએ ઉપરના કાગળમાં લખેલી હકીકત બરાબર છે, પણ નીચેના મંદીરજીમાં કોઈ શીલાલેખ જોવામાં નહીં આવ્યો તથા પહાડની ગુફામાં જે મંદીર છે તેમાં ૨-૪ પ્રતિમાજી અખંડીત છે એમ સુજાનગઢવાલા લખે છે પણ એકાદ બીજી પ્રતિમાજ અખંડીત છે એમ અમારા જોવામાં આવ્યું. પહાડની નીચેના મંદીરો જીર્ણ થઈ ગયેલા તેમ તુટાફુટા છે. એમાંથી ૧-૨ મંદીરો સારાં રીપેર જો થાય તોજ કામમાં આવી શકે તેમ છે. રીપેરને માટે મારા ધારવાપ્રમાણે ઓછામાં ઓછા રૂ. ૫૦૦)નો ખરચ કરવો પડશે. તેથી ઓછા ખરચે રીપેર થઈ શકે તેમ નથી"

નિવેદક–

હીરાચંદ અમીચંદ શાહ.

મંત્રી, ગજપંથાજી કમીટિ–સોલાપુર.

તા. ક. પહાડની ગુફામાં જે મંદીર છે તેમાં જવામાટે રસ્તો નથી—પહાડની દીવાલ ઉપર ચઢી અમો ગયેલા હતા, પણ તેમ જવું બહુજ જોખમભરેલું છે.

# विधवाविवाह निषेध।



गतांकसे आगे और भी निम्नलिखित विद्वानों और श्रीमानोंने इस निंद्य प्रथाको अत्यंत हानिकारक बताया है—

जैनधर्मभूषण ब्र० शीतलप्रसादजीने 'गृहस्थधर्म'में विधवाओंका कर्तव्य लिखा है—

"जब स्त्रीका पति देहान्त कर जावे तब उसको विधवा अवस्थामें रहकर अपना जीवन श्राविकाके व्रतोंके पालनेमें विताना चाहिये इत्यादि।"

पं. श्रीलालजी अलीगढ़निवासीने वीर सं. २४२४ में खुरजाके श्री जिनबिम्ब प्रतिष्ठोत्सव पर आम सभामें जो विधवाविवाहखंडन विषय पर व्याख्यान दिया था वह "जैनपताका"में प्रगट किया गयाथा, उसमें आपने हिन्दुओंके 'मनुस्मृति' आदि धर्मशास्त्रोंसे आर्यसमाजियोंको अच्छी तरह दिखलायाथा कि दयानंदने अपनी धूर्ततासे अर्थका अनर्थ किया है। आपके धर्मशास्त्रोंमें विधवाविवाहकी विधि नहीं किन्तु निषेध है इसके लिये हिन्दू धर्मशास्त्रोंके अनेक प्रमाण दिये हैं उनमेंसे दो एक यहां लिखे जाते हैं।

काम तु क्षपयेद्देहं पुष्प मूल फलैः शुभैः
न तु नामापि गृह्णीयात् पत्यौ प्रेते परस्य तु ॥
॥५॥१५७॥ मनु०।

अर्थात्—पतिके मरण होने पर स्त्री पवित्र पुष्प फल मूल आदि अल्पाहार करके शरीरको क्षीण करे परन्तु अन्य पुरुषका कदापि नाम न ले। कहिये जहां अन्य पतिका नाम लेना भी पाप है वहां अनेक पति रख सक्ती है ऐसा मिथ्या दोष लगाना धूर्तता न हो तो और क्या है? जिस विधवाको स्पष्ट आज्ञा शास्त्र दे रहा है कि संतानके लोभसे जो स्त्री अन्य पुरुषकी इच्छा करेगी वह इस लोकमें निंद्य और परलोक महा पातककी भागी होगी—इत्यादि

देखा, हिन्दू धर्मशास्त्र भी इस प्रथाको अत्यंत निंद्य और धर्मविरुद्ध लिखते हैं फिर "जैनहितैषी"का हिन्दू धर्मशास्त्रोंमें एक स्त्री अनेक पति रख सक्ती है ऐसा लिखना मिथ्या नहीं है तो और क्या है?

सिरसांवा नि० जुगलकिसोरजी और मिरजापुर नि० भाई तिलोकचंदजी दौलतरामजीने जो पूर्व "जैनपत्रिका" लाहोरके विधवाविवाहपोषक लेखोंका युक्तिपूर्वक खडन कर इस प्रथाको अत्यंत निंद्य और हानिकारक बताया है। उक्त महाशयोंके दो लेख सन् १९०० ई० के "जैनमित्र" अंक ३ रे में छप चुके हैं जिन्हें अवलोकन कर 'जैनहितैषी' और 'जैनतत्वप्रकाशक' के सम्पादकोंको अपना अन्यथा श्रद्धान दूर करना चाहिये।

"सरस्वती" मासिकपत्रिकामें कई जगह हिन्दू स्त्रियोंके पानिकृत (श्रीमनपर्ष)

की प्रशंसा और विलायती स्त्रियोंकी स्वतंत्रता व उनके **पुनर्विवाहकी** प्रथाकी खूब **निन्दा** की गई है। इसी प्रकार और भी कई हिन्दू पत्रोंने इस प्रथाकी खूब धूल उड़ाई है। श्रीयुत् उम्मेदराम लल्लूभाई देशाईने जो विलायत में वहांकी स्त्रियोंके सन्मुख १५-१६ वर्ष हुए जब वहांके पातिव्रत (सतीत्व) धर्मकी प्रशंसा करते हुए जोर देकर कहा कि हमारी हिन्दू स्त्रियाँ विलायत की स्त्रियोंसे ८० लाख गुनी अच्छी है-उसमें आपने **विलायती स्त्रियोंकी पुनर्विवाहसे दुर्दशा** बतलाकर इस कुप्रथाको बहुत हानिकारक व निंद्य बतलाया है-यह व्याख्यान "वेंकटेश्वर" में पूर्व छपचुका है और हालही में बाबू सूरजमल हरदानिवासीने उस व्याख्यानको ट्रेक्ट रूपमें प्रकाशित किया है।

हमारे पास अनेक विद्वानों और प्रतिष्ठित पुरुषों के पत्र आरहे हैं उन्होंने विधवाविवाहको बहुत निंद्य और हानिकारक लिखा है और "जैनहितैषी" व "जैनतत्वप्रकाशक" के सम्पादकोंकी भूल बतलाई है-जैसे श्रीमान् दा. वी. रा. व. शेठ हुकमचंदजी इन्दोर, शेठ हीराचंदजी नेमचंदजी ऑ. म. सोलापुर, पं. धन्नालालजी, सभापति, खंडेलवाल महासभा, पं. खूबचंदजी, सम्पादक 'सत्यवादी' बम्बई; पं. लालारामजी शास्त्री इन्दोर, पं. प्यारेलालजी श्रीलालजी अलीगढ़, शेठ नेमचंदजी मुन्शीलालजी हाथरस; शेठ मूलचंदजी किशनदासजी कापड़िया सम्पादक "दिगम्बर जैन" सूरत, मास्टर दरयावसिंहजी सोधिया, पं. पन्नालालजी गोधा अधिष्ठाता उदासीनाश्रम--इन्दोर, शेठी जवरचंदजी गौतमपुरा, पं. रघुनाथदासजी सरनऊ, पं. पन्नालालजी बाकलीवाल महामंत्री जैन सिद्धान्त प्रकाशिनी सं० कलकत्ता, पं. सुन्दरलालजी बैनाड़ा झालरापाटन, लाला जम्बूप्रशादजी रईस महामंत्री भारतवर्षीय दि० जैन महासभा, बाबू भगवानदीनजी हस्तिनापुर, पं. पीताम्बरदासजी उपदेशक बम्बई सभा, पं हीरालालजी एटा, मुन्शी ज्योतीप्रशादजी स० "जैनप्रदीप" देवबंद, मुन्शी मूलचंदजी वकील स० महामंत्री महासभा। लाला फुलजारीलालजी रईस करहल, बाबूरामजी शंकरलालजी इटावा, पार्श्वदासजी काव्यतीर्थजी अध्यापक जैन पाठशाला हाथरस, बाबू सूरजमलजी सम्पादक 'जैन प्रभात', पं. दीपचंदजी सु० सु० जैन बो० इलाहाबाद इत्यादि।

समाजसेवक—

लाला भगवानदास

महामंत्री दि. जैन मालवा प्रां. सभा

बडनगर।




( લેખક-શા. નાનચંદ પૂંજાભાઇ બી. એ. વડોદરા.)

(૫)

બેરોમીટર નામના યંત્રથી હવાનું દબાણ મપાય છે. ગુજરાતીમાં એને વાયુ-

**રચના.** માપક યંત્ર નામ આપી શકાય. આ યંત્રની રચના બહુજ સરળ છે, આંગળ જેટલી પહોળી એક કાચની વાળેલી નળી હોય છે. વળેલો ભાગ એકાદ આગળ લાંબો હોય છે અને મોટો છેડો ૩૩ તસુ લાંબો રાખવામાં આવે છે. મોટી નળીનું મોં બંધ કરેલું હોય છે જ્યારે નાનો છેડો ખુલ્લો રાખવામાં આવે છે. મોટી નળીમાં પારો ભરવામાં આવે છે તે ઉપલા મથાળાથી ચાર પાંચ આગળ ઓછો હોય છે. નાના છેડામાં બે ત્રણ આંગળ ઓછો રાખવામાં આવે છે, આવી રીતે પારાથી ભરેલી કાચની વાંકી નળીને બેરોમીટર નામ આપવામાં આવે છે. તેના ઉપર લાકડાનું પર કરી ઘડીઆળનું રૂપ પણ આપવામાં આવે છે. સુગમતાની ખાતર તેનાં ઘણાં રૂ[illegible] બનાવવામાં આવે છે. એનેરોઇડ બેરોમીટરની કીંમત આશરે રૂ. ૨૦) છે.

બેરોમીટરના મુખ્ય બે ઉપયોગ છે—૧. પર્વતની ઉંચાઇ કાઢવામાં કામ લાગે

**ઉપયોગ.** છે અને દરેક અંશે હવાની ગરમી લેવામાં માલુમ પડે છે, પણ મુખ્ય ઉપયોગ હવાની સ્થિતિ જાણવાનો છે.

હવા જ્યારે ભારે થાય છે, ત્યારે નાનો છેડો જે ખુલ્લો [illegible] છે તેમાંના પારા ઉપર હવાનું દબાણ વિશેષ થાય છે એટલે મોટી નળીમાં પારો ઉંચો ચઢે છે અને જ્યારે હવા હલકી થાય છે ત્યારે મોટી નળીમાંનો પારો ઉપરથી નીચે ઉતરે છે. મોટી નળીમાંના પારાની ઉંચાઈ એકંદરે ત્રીશ ઇંચ હોય છે. મોટી નળીનાં મથાળેથી ૩૧ થી ૨૯ સુધીના ઇંચના આંકડા છાપેલા હોય છે. જ્યારે હવા તદન ભેજ વગરની એટલે સુકી થાય છે (જેમ ઉનાળામાં) ત્યારે હવા દબાણ વધારે કરે છે. જેમ જેમ હવા સૂકી તેમ તેમ દબાણ વિશેષ થાય છે. એટલે પારાનું મથાળું કોરા દહાડામાં ( Fine wheatehr ) જે હંમેશાં ૩૦. ૩૩ ઇંચ જેટલે રહે છે તે દબાણ વિશેષ થવાથી ઉંચે ચઢે છે એટલે હવા હંમેશ કરતાં વધારે શુષ્ક છે એમ બતાવે છે.

હવામાં જ્યારે ભેજ વધારે થાય છે ત્યારે તે હલકી બને છે કારણકે વરાળનાં ઝીણાં બિંદુઓને અધર ઝીલી રાખવામાં હવાનું દબાણ કમી થઇ જાય છે. દબાણ કમી થવાથી મોટી નળીમાંના પારાનું મથાળું નીચે ઉતરવા માંડશે અને ૨૯½ જેટલે આવે તો સાધારણ વરસાદ આવશે એમ બતાવે છે અને જ્યારે ૨૯¼ જેટલે આવે ત્યારે વધારે વરસાદ આવશે એમ બતાવે છે. જ્યારે ૨૯ ઇંચ સુધી આવે ત્યારે ગાજવીજ તોફાન સાથે વરસાદ તૂટી પડશે એમ બતાવે છે. આમાં યાદ રાખવાનું છે કે પારાનું ચઢવું ઉતરવું તે અમુક જગ્યાની સમુદ્રની સપાટીથી ઉંચાઇ, દિશા, અને ગરમી વીગેરેના ઉપર પણ આધાર રાખે છે.

હિંદુસ્થાનમાં આવાં બેરોમીટર તો દવાખાનાં, વેધશાળા, (Observatory), વિશ્વવિદ્યાલય ( College ) અને મોટા મહાસાગરમાં ફરતી આગબોટ ઉપર રાખવામાં આવે છે, પણ વિલાયતમાં તો ઘેરઘેર હોય છે એમ કહીએ તો ચાલે. ત્યાં રાખવાનું મુખ્ય કારણ એ છે કે ઋતુ ચક્રિક્રમ નિયમીત નથી. જે વખત કહાડે વરસાદ હોય ને કેટલાક ત્યાં વરસાદનાં

તોફાન પણ ઘણાં થાય છે અને જે દિવસે ઉઘાડ આપે ( Fine day ) તે દિવસ તો ઘણો આનંદનો મનાય. આમ વરસાદની રૂતુ અનિયમીત હોવાથી ત્યાં ઘણા જણને બેરોમીટરનો ઉપયોગ કરવાની ફરજ પડે છે.

પણ આપણા દેશમાં તો રૂતુ નિયમીત હોવાથી અને વરસાદનાં તોફાન વારંવાર નહિં થવાથી આપણને તેવાં મુસાફરી કરનારાને વિશેષ લાભકર્તા થઇ પડે ખરૂં. આ યંત્ર રાખવાની વિશેષ જરૂર જણાતી નથી, પણ એટલું તો ખરૂં કે હવાની અંદર એકદમ ફેરફાર થાય તો વરસાદ થશે કે કેમ તે કહી શકાય ખરૂં! કચ્છ, ગોબી અને સેહરાના રણમાં મુસાફરી કરનારને વિશેષ લાભકર્તા થઇ પડે ખરૂં. આ યંત્રની મદદથી યુરોપ ખંડમાં લાખો માણસોની જીંદગી તોફાનમાંથી બચવા પામી છે અને લાખો રૂપીઆનો માલ નૂકસાનીમાંથી બચી જાય છે.

પાછળ આપણે વાંચી ગયા કે જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ હવા પાતળી થતી જાય છે, માટે જો બેરોમીટરને આપણે કોઇ પર્વત પર લઇ જઇએ તો હવા પાતળી હોવાથી દબાણ ઓછું થાય છે તેથી પારો નીચે ઉતરવા માંડશે. જેમ જેમ ઉંચે જઇશું તેમ તેમ પારો નીચે વધારે ઉતરશે તે ઉપરથી પર્વતની ઉંચાઇનું અનુમાન નીકળી શકે છે.

## सामायिकपाठ आवृत्ति बीजी.

શ્રી મહાચંદ્રજીકૃત સામાયિકપાઠ ગુજરાતી અર્થ અને મિચ્છામિ દુક્કડં સહિત વારંવાર માંગણી થવાથી ફરીથી છપાવ્યો છે. કિં. માત્ર એક આનો. આ સામાયિકપાઠ દરેક શ્રાવકે સહેલાઇથી મુખપાઠ કરવાલાયક તથા પાઠશાળાઓમાં ચલાવવાલાયક તેમજ ઇનામમાં પણ વેંચવાલાયક છે.

મેનેજર દિ. જૈન પુસ્તકાલય-સુરત.

## गजपंथाजीमां
## कोन्फरंसनी
### चौदमी बेठक.

જણાવવા મુજબ મુંબાઇ દિ. જૈન પ્રાં. કોન્ફરંસની ચૌદમી બેઠક સિદ્ધક્ષેત્ર શ્રી ગજપંથાજીમાં ચૈત્ર સુદ ૫ થી ૮ સુધી ભારે ઉત્સાહથી સફળતાપૂર્વક મળી હતી જે પ્રસંગે મેમ્બરો ડેલીગેટો અને પ્રેક્ષકો મળી આશરે ૬૦૦ સ્ત્રી પુરૂષોએ જુદા જુદા સ્થળોથી હાજરી આપી હતી. કોન્ફરંસના પ્રમુખ ચૈત્ર સુદ ૪ની સવારે નાસિક ( ગજપંથાજી ) જઇ પહોંચ્યા હતા જ્યાં સ્ટેશન પર તથા શહેરમાં ધામધુમથી સ્વાગત થયું હતું. ગજપંથાજીમાં સર્વને ઉતરવા વગેરેની સર્વ ગોઠવણ થયેલી હતી તેમ ૨૫ વોલંટિઅરો પણ હાજર હતા. ચોથની રાત્રે શાસ્ત્રસભામાં બ્ર. શીતલપ્રસાદજીએ શાસ્ત્ર વાંચવા પછી પં. પીતામ્બરદાસજી તથા મુલચંદ કસનદાસ કાપડીઆએ કોન્ફરંસ મેળવવાનાં કારણો અને તેથી થતા ફાયદાઓ વિષે વિવેચન કર્યું હતું. ચૈત્ર સુદ ૫ની બપોરે કોન્ફરંસની પ્રથમ બેઠક થનાર હતી પણ તે દિને નિયમ મુજબ સભાસદોનો કોરમ ન થવાથી કોનફરંસ બીજા દિવસ ઉપર મુલત્વી રખાઇ હતી અને એ દિને ત્રણ વાગતે સભામંડપમાં એક વ્યાખ્યાનસભા શેઠ માણેકચંદ મોતીચંદ ( આળંદ ) ના પ્રમુખપણા નીચે થઇ હતી, જેમાં બ્ર શીતલપ્રસાદજી, શા. હીરાચંદ સખારામ કોઠારી અને શ્રીયુત શીવજી દેવશીના આપણું કર્તવ્ય અને આત્મિક ઉન્નતિ ઉપર ભાષણો થયાં હતાં. તેમજ રાત્રે શાસ્ત્ર સભા અને ભજન થઇ હતી.

ચૈત્ર સુદ ૬ ની બપોરે બે વાગતે કોન્ફ-રસની પ્રથમ બેઠકનું કાર્ય શરૂ થતાં પ્રથમ જીનદાસ વિદ્યાર્થીએ મંગલાચરણ કરવા પછી આવિકાશ્રમની બે બાળકીઓએ સ્તુતિ ગાવા પછી **સ્વાગતકમીટિના** પ્રમુખ મુંબાઇ-નિવાસી શેઠ **નવલચંદ હીરાચંદ ઝવેરીનું ભાષણ** દોશી ચંદુલાલ જેચંદે વાંચી સંભ-ળાવ્યું હતું જેનો **સારાંશ** નીચે મુજબ છે–

પ્રથમ પોતાની લઘુતા દર્શાવી સર્વેને આવકાર આપવા પછી પોતાના મરહુમ મુરબ્બી બાઇ શ્રી માણેકચંદભાઇને પગલે ચાલવાની ઇચ્છા દર્શાવી એક વર્ષના ગાળા પછી સભાની બેઠક થવાનાં કારણો જણાવવા બાદ ગજપંથાજી તીર્થની પ્રાચીનતા સંબંધી વિવેચન કરી આઠ વર્ષ ઉપર અત્રેજ થઇ ગયેલા અધિવેશનની યાદ આપી હતી. બાદ કોન્ફરંસ, કોન્ફરંસથી થયેલા ફાયદા, ધાર્મિક સુધારા, સામાજિક સુધારા, સંપ, બાલવિવાહ અને બાલ લગ્ન, સ્ત્રીકેળવણી અને મહીલા પરિષદ. જૈનવિધિથી લગ્ન, ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર અને વ્યાપાર ઉદ્યોગ વિગે વિવેચન કરતાં જણાવ્યું કે વિદ્યા વધારવાને, ધર્મની પ્રભાવના વધાર-વાને, વિદ્યાસપાર અને જાતિનો વ્યાપાર તથા હુન્નર ઉદ્યોગ આદિમાં ચડતી કરવાને આવી કોન્ફરંસો મેળવી તેમાં એ બાબત વિચારો કરવાની જરૂર છે. આજ સુધીમાં આ કોન્ફરંસથી થયેલા ફાયદાઓ પૈકી મુંબાઇ, અમદાવાદ, રતલામ, સોલાપુર, કોલ્હા-પુર, જબલપુર વગેરે સ્થળે સ્થપાયલી બોર્ડિંગો તથા કાશી, મોરેના વગેરે સ્થળે સ્થપાયલા વિદ્યાલયોથી અનેક વિદ્વાનો ઉત્પન્ન થયા છે તથા અનેક વિદ્યાર્થીઓને કેળવણી મળવાનાં ઉત્તમ સાધનો થયાં છે તેમ જુદાજુદા ગામોના માણસો એક બીજાથી પરીચયમાં આવ્યા છે તે આ કોન્ફરંસનોજ પ્રતાપ છે. ધાર્મિક **સુધારા** માટે સંસ્કૃત પાઠશાળાઓ દરેક સ્થળે થવાની જરૂર છે તથા દરેક ભાષામાં આપણા શાસ્ત્રોનાં ભાષાંતરો થઇ તે અલ્પ મૂલ્યે કે મફત વેંચાવા જોઇએ તેમજ દેશના દરેક ભાગમાં અવારનવાર ઉપદેશકો ફેરવવા જોઇએ તેમજ નવાં મંદીરો ન બાંધતાં જુના મંદિરોનોજ જીર્ણોદ્ધાર કરવો જોઇએ. પૂર્વે આચાર્યો–ભટ્ટારકો તીર્થોની સંભાળ રાખતા હતા પરંતુ તેઓ પોતાનું કર્તવ્ય ચુકવાથી ભવિષ્યમાં **ભટ્ટારકો વિદ્વાન અને ધર્મજ્ઞાતા હોય તેવાનેજ** આચાર્યપદ આપવું જોઇએ. આ માટે અગત્યની સુચના એ છે કે આચાર્ય પદ આપવાનો પ્રસંગ આવે ત્યારે એ પદ લેવા ઇચ્છનારને આ કોન્ફરંસના અથવા પ્રતિષ્ઠિત પંડિતોની કમીટિમાં પાસ કર્યા બાદ ૩૦–૪૦ વર્ષની ઉમર ઉપરના વિદ્વાનને સર્વસંમ-તિથી આચાર્યપદ આપવું અને તેવા આચાર્યનેજ માન આપવું જોઇએ. **સામાજિક સુધારામાં** કેળવણી એ મોટો ભાગ ભજવે છે અને એજ જીંદગીનું પ્રથમ કર્તવ્ય ગણી બોર્ડિંગોદ્વારા વિદ્યાર્થીઓને કેળવણી આપવી જોઇએ કેમકે બોર્ડિંગોજ કેળવણી લેવાનું સરતું સાધન છે. તે ઉપરાંત વિદ્યાર્થીઓની આસપાસગત સુધારવામાં અને અભ્યાસ વધારવામાં તથા ધર્મનું જ્ઞાન લેવામાં ખરૂં ઉપયોગી ખાતું છે. આવી બોર-ડિંગો સ્થાપવા માટે જેટલું ધન ખર્ચાય તેટલું ઓછુંજ છે. બોર્ડિંગોનો લાભ શહેરવાળા જેટલો ગામડાવાળા લેતા નથી માટે આ તરફ-ના ભાઇઓએ મારી ભલામણ છે કે પોતાના કુમળા બાળકો કે જેમના ઉપરજ ભવિષ્યનો આધાર છે તેને કેળવવા માટે આવી બોર્ડિં-ગોનો લાભ અવશ્ય આપો. દરેક સભામાં સંપ વિગે વાતો થયાંજ કરે છે, પણ હજુ કુસંપ રૂપી બીજનું જડામૂળ ગયું નથી એ શોચનીય છે. હાલમાં શીખરજી, મક્ષીજી, અંતરીક્ષજી વગેરે તીર્થો ઉપર શ્વેતાંબર દિગં-

બંનેના ઝઘડા ચાલુંજ રહ્યા છે. અગ્રેસરો જેમ સારા કાર્યના માનને લાયક છે તેમ આવા ઝઘડાઓ માટે તેઓ દોષને પાત્ર છે. ભવિષ્યમાં આ સ્થિતિ કાયમ રહેશે તો દેશ રસાતળ થઈ ધર્મનો લોપ થશે અને જૈનધર્મ માત્ર સ્વપ્નવતરહેશે.મારેકહેવું જોઇએ ઘણા વર્ષથી મારા કુટુંબે માત્ર ધર્મ લાગણી ખાતાર આવા કજીઆઓમાં આગેવાનીભાગ લીધો છે અને જ્યારે જ્યારે પ્રસંગ આવ્યા ત્યારે દિગંબર શ્વેતાંબર ભાઇ વચ્ચે કજીયો પતાવવા પ્રયત્નો કર્યા છે પણ કેટલીક વખતે શ્વેતાંબર ભાઇઓના દુરાગ્રહથી કજીયાઓનો અંત લાવવાને નિષ્ફળ નીવડયા છીએ. મારા મર્હુમ ભાઇ માણેકચંદભાઇ તથા ભાણેજ ભાઇ ચુનીલાલ ઝવેરચંદ આવી ખટપટો કરતાં કરતાં સ્વર્ગે સીધાવ્યા છતાં પણ હજુ આ કજીયાઓનો અંત આવ્યો નથી જે જોઇ મને દીલગીરી થાય છે અને સૂચના કરૂં છું કે બંને ફીરકાની વગવાળી કમીટી નીમાઇ આપણા તીર્થોની હદ નક્કી થાય તોજ આપણી આબાદી થાય. આવા ઝગડાઓ નાતમાં, જાતમાં, પંચમાં; ગામમાં, ધર્મમાં કે જ્યાં ખૂણેખાંચરે હોય ત્યાંથી તેનો નાશ કરો. કુસંપરૂપી બીજ બાળી નાંખવાથીજ જૈન ધર્મનો વિજય ડંકો આખી દુનીયામાં વાગી શકશે. આપણી અવનતિ અને વસ્તી ઘટવાનું મુખ્ય કારણ બાળલગ્નજ છે. કન્યા કે વરનો વિવાહ નાની ઉમરમાં કરવાથી તેનામાં કાંઇ ઇંદ્રીની ખોડ જણાતી નથી, બંને ગુણમાં મળતાં આવતા નથી, તેમની કેળવણી અટકી પડે છે. માબાપને કરકરીયાવર કરવામાંજ બધો વખત જતો રહે છે. વગેરે અનેક હાનિઓ છે તો તે અટકાવવા કન્યાનો વિવાહ (સગાઇ) દશવર્ષ પહેલાંજ કરવો જોઇએ તેમજ વરને ૧૬ કે ૧૮ વરસ પહેલાં વિવાહની ગાંઠથી નજ જોડવો જોઇએ એટલે કે વર કન્યા વચ્ચે ૪ થી ૮ વર્ષનો તફાવત હોવોજ જોઇયે. ઘરડા પાછળના વરા, તેમજ લગ્ન. સીમંત વગેરે પ્રસંગે થતા વરાઓમાં હદ ઉપરાંત થતા ખરચો અટકાવી કેળવણી અને ઉદ્યોગ ધંધા તરફ પોતાના ધનનો ઉપયોગ કરવો જોઇએ. માતા કેળવાયલી હશે તોજ તે પોતાના પુત્ર પુત્રીને સારી રીતે કેળવી શકશે. માટે **સ્ત્રીકેળવણીની** ખાસ અગત્ય છે. તે માટે મહિલા પરિષદો ભરાવી જોઇએ તથા સ્થળેસ્થળે કન્યા પાઠશાળાઓ પણ ખુલવી જોઇએ. આવી સંસ્થા મુંબાઇ તથા ઇંદોરના શ્રાવિકાશ્રમો છે, જેના સ્થાપકોના આપણે આભારી છીએ. લગ્ન એ ધાર્મિક ક્રિયા છે તો એ ધાર્મિક ક્રિયા ધર્મશાસ્ત્ર અનુસારેજ થવા માટે **દરેક લગ્ન જૈન વિધિજ થવા જોઇએ.** હાલના સમયમાં તાર, ટપાલ રેલ્વેના સાધનથી દુરના ગામો અને શહેરો સાથે જોઇએ તેવો સંબંધ જોડી શકાય છે. નાતોના નાના નાના ટુકડાઓ પડી જવાથી વરને યોગ્ય કન્યા અને કન્યાને યોગ્ય વર મળતો નથી, જેથી કજોડા થાયછે તેમજ કેટલાકને વાંઢા રહેવું પડેછે તેમજ કેટલાકને સામટા રૂપ્યા ખર્ચી શ્વેતાંબરી કે વેષ્ણવમાંથી કન્યાઓ લાવવી પડેછે તો આ સઘળા સંકટો દૂર કરવા દિગંબર જૈનોમાં નાતની ભિન્નતા વિના લગ્ન થવા દેવાં જોઇએ એટલે **ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર** થવાની જરૂર છે આપણે વૈસ્ય (વ્યાપારી) હોવા છતાં આપણું કાર્ય ભૂલી ગયા છીએ અને વ્યાપારમાં પાછળ પડયા છીએ તો મોજશોખને મુકી ફાલતુ ખરચો કમી કરી જીંદગીની જરૂરીઆતની વસ્તુઓ દેશમાં બનાવવા માટે કારખાનાઓ ઉઘાડો તથા દેશમાં બનતા માલને ઉત્તેજન આપો તથા તેના જાણકાર થવા માટે સ્કોલરશીપો સ્થાપી વિદ્યાર્થીઓને પરદેશમાં હુન્નર શીખવા મોકલો વિગેરે કહી સર્વેનો ઉપકાર માન્યો હતો.

એ પછી મી૦ જયકુમાર દેવીદાસ ચવરે વકીલ (અકોલા)ની દરખાસ્ત તથા શેઠ હીરાચંદ અમીચંદ શાહ ( સોલાપુર ) અને શેઠ શ્યામલાલ મોહનલાલ ચાંદવડના ટેકાથી કોન્ફરંસનું **પ્રમુખસ્થાન** જ્યારે હર્ષનાદ વચ્ચે આળંદ નિવાસી પ્રસિદ્ધ વ્યાપારી **શેઠ માણેકચંદ મોતીચંદને** આપવામાં આવ્યું હતું બાદ શ્રાવિકાશ્રમની બાળાઓએ પ્રમુખના સ્વાગતનું ગાયન ગાયા પછી પ્રમુખે પોતાનું ભાષણ **મરાઠી** ભાષામાં વાંચી સંભળાવ્યું હતું જેનો સારાંશ નીચે મુજબ છે—

**પ્રમુખના ભાષણનો સારાંશ.**

બંધુઓ અને બ્હેનો ! મારી યોગ્યતા ન હોવા છતાં આવું ભારે માન મને આપવા માટે હું આપનો આભારી છું. યુરોપમાં જે મહાભારત લડાઈ ચાલી રહેલી છે અને અતોનાક દ્રવ્ય અને મનુષ્ય સંહાર થયો છે તેનો તાકીદે અંત આવી તેમાં આપણા ન્યાયી બ્રીટીશ રાજ્યનો વિજય થાઓ એવી મારી શ્રી જિનેશ્વર પ્રત્યે પ્રાર્થના છે. આ કોન્ફરંસના મુખ્ય સ્થાપક અને અગ્રગણ્ય નેતા દાનવીર જૈનકુલભૂષણ શેઠ માણેકચંદજીના વિયોગથી આપણી કોમને મોટો ધોકો પહોંચ્યો છે. આ શેઠે પોતાનું તનમન ધન અર્પણ કરી દિ. જૈનકોમ ઉપર જે ઉપકાર કર્યો છે તે કદીપણ ભુલાય તેમ નથી. લગભગ ૧૨ લાખ રૂપિયાના દાન ઉપરાંત મરણ અગાઉ ધર્માદા કાર્યો માટે બે લાખ રૂપિયાની મીલકત ટ્રસ્ટ કરી ગયા છે. જેમનો જીવન ગ્રાગારોએ અનંત ધડો લેવાલાયક છે. આ શેઠના સ્મારકમાટે માણેકચંદ જૈન ગ્રંથમાળા સ્થપાઇ છે તેને સર્વેએ ઉત્તેજન આપવું જોઇએ.

કોન્ફરંસની નવ વર્ષની કારકીર્દી દરમ્યાન વ્યવહારિક અને ધાર્મિક કેળવણી લેવાનાં અનેક સ્થાનો બોર્ડિંગો-પાઠશાળાઓ થયાં છે તેમાંથી અનેક વિદ્વાનો ઉત્પન્ન થયા છે તથા ઘણાઓ કેળવણીમાં આગળ વધ્યા છે. વળી પચીસ ત્રીસ વર્ષની અંદર અનેક પુસ્તકો છપાઇ બહાર પડવાથી પુસ્તકો ન મળવાની અડચણ દૂર થઇ છે. આ કાર્યોમાં મુંબાઇનું જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલય, જૈનગ્રંથ પ્રચારક સંસ્થા, કલકત્તા સરસ્વતીભવન આરા, જૈન બુક ડીપો સોલાપુર, 'દિગંબરજૈન' સુરત વગેરેએ જે કાર્ય કર્યું છે તે તારીફ કરવા લાયક છે. નાના ઉપરાંત સિદ્ધાંતના ગ્રંથો પણ તૈયાર મળવા લાગ્યા છે એ ઓછા આનંદની વાત નથી. જૈન ગ્રંથોનો અંગ્રેજી ભાષામાં અનુવાદ કરવાનું જે કાર્ય કુમાર દેવેંદ્રપ્રસાદજી, બાબૂ જુગમંદરલાલ જૈની બેરીસ્ટર, બાબૂ અજીતપ્રસાદજી એમ. એ. વગેરે કરી રહેલા છે તે અત્યંત આવકારદાયક છે અને એનાજ રૂપે ઇંગ્લાંડમાં મહાવીર બ્રધરહુડ નામે સંસ્થા સ્થપાઈ તેમાં કેટલાક યુરોપીયનો પણ સભાસદ થયા છે અને તેમણે જૈનધર્મ સ્વીકાર્યો છે. કોન્ફરંસના મુખ્ય ખાતાંઓ પૈકી 'જૈનમિત્ર' પરીક્ષાલય અને ઉપદેશકફંડે સારું કાર્ય બજાવ્યું છે પણ એ ત્રણે ખાતાં વધારવા માટે સર્વેએ લક્ષ આપવું જોઇએ. વસ્તીપત્રક પરથી જણાય છે કે આપણી વસ્તી ઘટતી જાય છે તો આપણે તેનાં કારણો તપાસવાં જોઇએ, આનું એક કારણ ઉપદેશને અભાવે અનેક જૈનો પરધર્મમાં ભેળાઇ જવાનું પણ છે. ખુલ્ના સતારા, અહમદનગર વગેરે સ્થળોના કાસાર જૈનો ધર્મથી વિમુખ થયેલા છે અને પોતાને હિંદુજ જણાવે છે તો તેને સુધારવાને ઉપદેશકો મોકલવા જોઇએ અને ફરી લાગણીની યોજના કરી લેવી જોઇએ.

મુડબિદ્રીમાં ધવલ જયધવલ ગ્રંથોની એક પ્રત થઈ છે. તેની વધુ પ્રતો કરાવી મોટા મોટા શહેરોમાં તે રાખવી જોઇએ. સમાજ ઉન્નતિ માટે હાલનો સમય અનુકૂળ છે.

આપણે જો શરૂઆત કરીએ તો કેળવણીના કાર્યમાં દયાળુ બ્રીટીશ સરકાર પણ મદદ કરે છે. અનેક સ્થળે થતી જીવહિંસા બંધ કરવા માટે મુંબાઇની જીવદયા પ્રચારક મંડળી, ધુળીયાની પ્રાણીરક્ષક સંસ્થા વગેરેએ જે કાર્ય બજાવ્યું છે તે ધન્યવાદને પાત્ર છે. અમદાવાદમાં દેશભક્ત મી. ગાંધીએ જે સત્યાગ્રહાશ્રમ સ્થાપ્યું છે તેમાં પાંચ અણુવ્રતનું પાલન કરાય છે. એ ખુશી થવા જેવું છે. કોન્ફરંસે બીજું અગત્યનું કાર્ય એ કરવાનું છે કે મુંબાઇ ઇલાકામાં દિ. જૈનોમાં કેળવણી લેનારા વિદ્યાર્થીઓની નોંધ થવી જોઇએ તથા જ્યાં જ્યાં કેળવણી ન અપાતી હોય ત્યાં ત્યાં માબાપોને સમજાવવા જોઇએ. દરેક સ્થળે ઉપદેશક સભાઓ સ્થપાવી જોઇએ અને મહીને પંદરદિને સભા થઇ ધાર્મિક અને સામાજિક વ્યાખ્યાનો થવાં જોઇએ. કેટલીક બોર્ડિંગોમાં ધર્મશિક્ષણની બરાબર વ્યવસ્થા નથી તે ત્યાં કરવી જોઇએ. સ્ત્રીશિક્ષણના અભાવેજ બાળવિવાહનો પ્રચાર વધી ગયો છે. ચાર ચાર પાંચ પાંચ વર્ષના છોકરાઓનાં વિવાહ કરવાનો પ્રચાર સેતવાળ, પંચમ અને ચતુર્થ જૈનોમાં થઇ ગયો છે તે અટકાવવાં જોઇએ. બાળવિવાહ, વૃદ્ધવિવાહ, કન્યાવિક્રય અને લગ્નાદિકના લાખલુટ ખરચો વગેરે અનિષ્ટ રિવાજો કેળવણીનો પ્રચાર કરવાથી નાબૂદ થઇ શકશે વગેરે વગેરે.

**પ્રમુખના ભાષણ બાદ** કોન્ફરંસના મહામંત્રી બાબૂ માણેકચંદજી જૈનાડાએ બે વર્ષનો રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો અને સભાના મુખ્ય અંગો **'જૈનમિત્ર' પરિક્ષાલય** અને **ઉપદેશકવિભાગને** વધુ ઉત્તેજન આપવા સૌને આગ્રહ કર્યો હતો. બાદ શ્રવણબેલગોળા નિવાસી ચંદય્યાએ ચોખાના દાણા ઉપર ૨૦-૨૫ અક્ષર લખેલા, પતરાના નાના ટુકડા ઉપર તથા નાડાછડી ઉપર લખેલા અત્યંત બારીક અક્ષરોનું કામ બતાવ્યું હતું જે જોઇ સર્વે અજાયબ થયા હતા અને આ દિગંબરી બંધુને આવી ઉત્તમ કારીગીરી માટે ધન્યવાદ આપ્યો હતો. એ પછી ૩૫ મેમ્બરોની સબજેક્ટ કમીટી નીમાયા પછી વખત હોવાથી શ્રી. શીવજી દેવશીનો ભજનરૂપે ઉપદેશ તથા ન્યાયાચાર્ય પં. માણેકચંદજી (મોરેના)એ **'જૈન ધર્મની ઉત્તમતા'** ઉપર શાસ્ત્રીય દલીલોથી ભરપૂર એવું ઉત્તમ વ્યાખ્યાન આપ્યું હતું. આ પ્રસંગે કોન્ફરંસમાં **લખનૌરના પારસી પ્રીસ્ટ** મીનોચ્હેર શાપુરજી બહેરામજી રાવ (કારણસર નાસિક આવેલા હતા. ત્યાંથી શ્રી. મગનભાઇની સૂચનાથી) પધારેલા હતા, તેમણે પં. માણેકચંદજીના ભાષણની તારીફ કરી કેટલોક ખુલાસો કરતાં જણાવ્યું જૈન ધર્મના 'અહિંસા ધર્મ'ના સિદ્ધાંતને હું માન આપતો આવ્યો છુંજ. મેં ૩૦ વર્ષ થયાં માંસદારૂનો ત્યાગ કર્યો છે અને પારસી તથા મુસલમાનોમાં માંસદારૂ નહિજ વાપરવાનો ઉપદેશ કરૂં છું, જેથી ઘણાને મેં માંસદારૂ છોડાવ્યો છે. **પારસી તથા મુસલમાનના ધર્મશાસ્ત્રોમાં હિંસા નહિ કરવાનું ફરમાન છેજ** વગેરે ખુલાસાથી સર્વેને આનંદ થયો હતો. અને સભાનું કાર્ય ૭ વાગતે પૂર્ણ થયું હતું.

એ રાત્રે શાસ્ત્ર સભા પછી ૯ થી ૨॥ વાગતા સુધી સબજેક્ટ કમીટી મળી હતી અને કેટલીક રસાકસી પછી ૧૪ ઠરાવો નક્કી કરવામાં આવ્યા હતા, જેમાંના ત્રણ ચાર અતિ મહત્વના હતા.

## महिला परिषद्.

બીજ (ચૈત્ર સુદ ૬)ની રાત્રે કોન્ફરંસના મંડપમાં ભારતવર્ષીય દિગંબર જૈન મહિલા પરીષદની છઠ્ઠી વાર્ષિક બેઠક મળી હતી, જેમાં આશરે ૩૦૦ સ્ત્રીઓ હાજર હતી. પ્રમુખસ્થાન આણંદના શ્રીમતી સૌ૦ સખુબાઇએ

ગવાયું હતું. બાળકીઓએ સ્વાગતનું ગાયન ગાયા પછી પ્રમુખે પોતાનું ભાષણ વાંચી સંભળાવવા પછી શ્રાવિકાશ્રમની બે શ્રાવિકાઓ ગરગટે અને કારકાબાઇએ રાગી અને વૈરાગીનો સંસ્કૃત સંવાદ કર્યો હતો. બાદ જૈન મહિલારત્ન શ્રીમતી મગનબાઇએ પરીષદનો રિપોર્ટ વાંચ્યા પછી પારસી પ્રીસ્ટ મી. મીનોચહેર રાવે સ્ત્રીને પતિ તરફના કર્તવ્ય વિષે વિવેચન કર્યું હતું. બાદ લખનોર નિવાસી શ્રી. પારવતીબાઇના મૃત્યુ બદલની દિલગીરીનો પ્રથમ ઠરાવ તથા પુના સેવાસદનવાળા જનુતાઇ બહેની દરખાસ્ત અને કારકાબાઇની ટેકાથી પ્રોફેસર કર્વેએ પુનામાં સ્ત્રીઓની યુનીવરસીટી ખોલવા માટે તેનો ધન્યવાદ માનનારો અને તેમાં જૈન સ્ત્રીઓને સામેલ કરી ધર્મ શિક્ષણ આપવાની સૂચના કરનારો બીજો ઠરાવ થયા પછી ૧૦ વાગતે પ્રથમ બેઠક વિસર્જન થઇ હતી.

## कोन्फरंसनी बीजी बेठक.

બીજી બેઠક સુદ ૭ ની બપોરે બે વાગતે શરૂ થતાં મંગલાચરણ થયા પછી નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા–

**ठराव पहेलो**—आ कोन्फरंस हालनी महाभारत लडाईनो लाकांदे शांतिनी साथे ब्रीटीश राज्यनो सन्मानपूर्वक विजय इच्छे छे अने ठरावे छे के आ ठरावनी नकल मुंबाई सरकारने मोकलवी. प्रमुख तरफथी.

**ठराव बीजो**—आ कोन्फरंसना मुख्य स्थापक अने स्थायी प्रमुख दानवीर जैनकुलभूषण शेठ माणेकचंद हीराचंद झवेरी जे. पी. ना असमय वियोग थवाथी आ सभा पोतानो अंतःकरणपूर्वक शोक प्रकट करे छे अने आ शेठना अमुल्य जीवननुं अनुकरण करवाने बीजा श्रीमानोने प्रेरणा करे छे. दरखास्त—ब्र. शीतलप्रसादजी.—टेको जयकुमार देवीदास चवरे वकील, ओनरेबल रायबहादुर लाला सुलतानसिंहजी दिल्ली अने मूलचंद किसनदास कापडिया—सूरत.

આ ઠરાવમાં ઓ. રા. બા. લાલા સુલતાનસીંહજીએ ખાસ જણાવ્યું કે શેઠ માણેકચંદજી કેળવણીના ઘણાજ પ્રેમી હતા. કોલેજમાં ભણવાવાળા વિદ્યાર્થીઓ તરફ એમનું ખાસ લક્ષ હતું અને તેઓમાં ધાર્મિક જ્ઞાન છે કે નહિ તેની વારેઘડીએ પૂછપરછ કરતા હતા. જ્યારે હું વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારે મને પણ સ્વાધ્યાય કરવાની પ્રેરણા કરી હતી. એમના વિદ્યાપ્રેમની તારીફ કરવાને હું સમર્થ નથી. એમના પ્રતાપથીજ લાહોર અને અલાહબાદની બોર્ડિંગો ખુલી શકી છે, જેથી સેંકડો યુવકો જૈનધર્મથી વિમુખ થતા બચી ગયા છે. ૧૫–૨૦ વર્ષ પહેલાં તીર્થોની બુરી દશા હતી જે સુધારવાનું અને તીર્થક્ષેત્ર કમીટી સ્થાપવાનું માન શેઠ માણેકચંદજીનેજ ઘટે છે વગેરે. વળી મુળચંદ કસનદાસ કાપડીઆએ શેઠ માણેકચંદજીના ગુણોનું અનુકરણ કરવા વિષે બોલતાં એ શેઠ મરતાં બે વર્ષ અગાઉ જે બે લાખનું ટ્રસ્ટ કરી મુક્યું હતું તેનો દાખલો લઇ પોતાની હયાતિમાં પુણ્યદાન કરવાનો અન્ય શ્રીમાનોને આગ્રહ કર્યો હતો.

**ठराव त्रीजो**—आ सभा ठराव करे छे के सं. २४४० अने २४४१नो सभानो रिपोर्ट मंजुर करवामां आवे, पण आंकडाओ

जमे बाजु १)॥ नो वधारो आवे छे ते फेर काढवा चांदमलजी अजमेरा अने अमृतलाल शर्माने नीमे छे. दरखास्त—शेठ हीराचंद अमीचंद शाह सोलापुर. टेको—पं. पन्नालालजी कासलीवाल.

ठराव ४थो—काशीमां हिंदु विश्वविद्यालयनी स्थापना करवा माटे आ कोन्फरंस हर्ष प्रकट करे छे अने पूर्ण आशा राखे छे के आ विद्यालयनी मेनेजींग कमीटी प्राचीन जैनाचार्योना रचेला साहित्यो—न्याय, व्याकरण, तत्वज्ञान वगेरेना ग्रंथोने अभ्यासक्रममां अवश्य दाखल करशे अने जैन विद्यार्थीओने पवित्र जैनधर्मनी केळवणी साथे व्यवहारिक ज्ञान प्राप्त कराववामां दरेक प्रकारनी सगवड करावी आपशे तथा ठरावे छे के आ ठरावनी नकल पं. मदनमोहन मालवीया अने डॉ. सुंदरलालजीने मोकलवी. दरखास्त—प्रमुख तरफथी.

આ ઠરાવ પ્રસંગે ઓ. શ. બ. લાલા સુલતાનસિંહજીએ જણાવ્યું કે હું એ વિદ્યાલયની કમીટીનો એક મેમ્બર છું. મેં પણ એમાં રૂ. १००००) ભર્યા છે તેમ ઇટોરના શેઠીએ પણ રૂ. १५०००) મંદિર માટે ભર્યા છે તેમ બીજા જૈનોએ પણ મદદો આપી છે તો જૈનોની કુલે કેટલી મદદ મળી છે તે માલુમ પડવું જોઇએ. એ માટે હું સ્પષ્ટ કરી એ આંકડો મેળવીશ. એમાં જૈનો માટે મંદિર પહેલાં બોર્ડીંગ બનવાની ખાસ જરૂર છે. એ સંબંધી મારાથી બનશે તેટલું કરવા હું તૈયાર છું વગેરે.

ठराव ५मो—त्रे वर्ष थयां पं. अर्जुनलालजी शेठी. बी. ए. विनातपासे जैपुरनी जेलमां दुःख भोगवी रहेला छे तथा अनेक अरजीओ करवा छतां कंईपण उत्तर मळतो नथी जेथी आ सभा ठराव करे छे के नामदार वॉयसरोय लोर्ड चेम्सफर्डनी सेवामां निवेदनपत्र तथा एक डेप्युटेशन मोकलवामां आवे, जेमां बाबू अजित प्रसादजी एम. ए. एल. एल. बी. वकील (लखनौर), शेठ हीराचंद अमीचंद शाह (सोलापुर) तथा श्रीयुत् जयकुमार देवीदास चवरे वकील ( अकोला )ने अधिकार आपवामां आवे के तेओ बीजाओने पण सामेल करीने एनो प्रबंध करे, अने तेना मंत्री तरीके बाबू अजितप्रसादजीने नीमे छे. दरखास्त प्रमुख तरफथी.

ठराव ६ ठो—मुडबीद्रीमां धवल जयधवल अने महाधवलना सिद्धांत ग्रंथोनी एकेक प्रत थईने जीर्णोद्धार थयो छे. हवे ए ग्रंथोनी बधु प्रतो ज्यां योग्य लागे त्यां आपवाथी घणो लाभ थाय, जेथी मुडबीद्रीना पट्टाचार्य अने मुकतेसर पंचने नकल करवा देवानी परवानगी आपवाने आ सभा अरज करे छे अने आ ठरावनी नकल तार अने पत्रद्वारा मोकलवानुं ठरावे छे. दरखास्त—शेठ हीराचंद नेमचंद ऑ. मेजीस्ट्रेट सोलापुर. टेको—ब्र. शीतलप्रसादजी अने चवरे वकील अकोला.

આ ઠરાવ પ્રસંગે શેઠ હીરાચંદ નેમચંદજીએ આ ગ્રંથોનો ઇતિહાસ સંભળાવતાં જણાવ્યું હતું કે સં. ૧૯૪૧માં આ ગ્રંથનો પત્તો લાગવાથી હું અહમદનગર જઇને ત્યાં ગયેલો અને તે પછી શેઠ માણેકચંદજી સાથે મળી ફંડ કરી આ અમૂલ્ય ગ્રંથોનો ઉદ્ધાર કરાવ્યો છે.

ठराव ७ मो—हालनी जैन कोम विशेषे करीने व्यापारी होवा छतां पण हाल एनी आर्थिक दशा दिनप्रतिदिन हीन थई रहेली छे जेना सुधारा माटे आ कोन्फरंस ठरावे छे के जैनोमां विज्ञान हुन्नर अने उद्योगनी खीलवणीनी वृद्धि करवामां आवे तथा ते माटे योग्य विद्यार्थीओनी स्कोलरशीपनो बंदोबस्त करावीने वडोदराना कळाभवन वगेरेमां मोकलवामां आवे. दरखास्त-चवरे वकील-अकोला. टेको—कोठारी हीराचंद सखाराम—आळंद.

ठराव ८मो—जैन वांचकोनी अत्यंत उत्कंठा जोईने आ कोन्फरंस ठराव करे छे के कोन्फरंसना पाक्षिक पत्र "जैनमित्र"ने वीर सं. २४४३ थी (सं. १९७३ना कार्तकथी) अठवाडिक रूपे प्रकट करवामां आवे अने सुरत निवासी मूलचंद कसनदास कापडियाने तेना प्रकाशक नीमवामां आवे अने आ सभा योग्य समजे छे के ए महाशयना "जैन विजय" प्रेस—सुरतमां ए पत्र छपाईने त्यांथी (सुरतथी) ज प्रकट करवामां आवे अने तेनुं पोस्टेज साथे वार्षिक मूल्य रु. ३) राखवामां आवे. मेम्बरो पासे ३)ने बदले रु. ३॥ लेवामां आवे एटले मेम्बरफीमांथी २) 'जैनमित्र' खाते अपाय. दरखास्त—पं. कस्तूरचंदजी उपदेशक वडनगर, टेको—हीराचंद सखाराम कोठारी—आळंद.

ठराव ९मो—कोन्फरंसनुं उपदेशक खातुं, परीक्षालय खातुं, प्रबंध खातुं वगेरे कार्योमां नाणांनी अत्यंत आवश्यता होवाथी आ सभा ठरावे छे के एना साधारण खातामां सर्व भाईओ मदद करे. दरखास्त—बाबू माणेकचंदजी बैनाडा महामंत्री, टेको पं. धन्नालालजी, पं. कस्तूरचंदजी अने मूलचंद कसनदास कापडिया सुरत.

આ ઠરાવ ઉપર અસરકારક વિવેચન થવાથી તેજ વખતે સભાના જનરલ ફંડમાં આશરે રૂ. ૧૫૦૦) ભરાયા હતા, જેમાંની મુખ્ય રકમો અને નામો નીચે મુજબ છે—૪૦૦) શેઠ માણેકચંદ મોતીચંદ આળંદ (પ્રમુખ). ૧૦૧) શેઠ રોડમલ મેઘરાજ સુસારી, ૧૦૧) શેઠ હીરાચંદ નેમચંદ દોશી (સોલાપુર), ૧૦૧) શેઠ નવલચંદ હીરાચંદ ઝવેરી મુંબાઇ, ૧૦૧) રા. બા. સે. લાલા સુલતાનસિંહજી દિલ્હી (લાઇફ મેમ્બર તરીકે), ૧૦૧) ફુલચંદજી ચુનીલાલજી ઝવેરી (લાઇફ મેમ્બર તરીકે), ૧૦૦) બીલાજી ગાંડુચાંદજી બડવાણી (લાઇફ મેમ્બર તરીકે), ૫૧) શેઠ ધનરાજજી કાસલીવાલ, ૫૧) શેઠ નીમચંદ અમીચંદ સોલાપુર, ૩૧) બીરચંદ હીરાચંદ આંદર, ૨૫) શેઠ નાનાસા મન્નુસા બાળાપુર. ૨૫) દામોદર ખુશાલદાસ નાંદગાંવ, ૨૫) શેઠ સખારામ નેમીચંદ અકલોજ, ૨૧) શેઠ. નવલચંદજી બારામતી, ૧૫) નગીનદાસ ધુ.

પોતમદાસ કરમસદ, ૧૧) શેઠ શામલાલજી બરાનપુર. ૧૧) તોતારામ નારાણા મુંબાઇ, ૧૧) ગુલાબચંદ પાનાચંદ વલસંગ, ૧૧) અમોલખ રેવચંદ મુટેલી, ૧૧) મુલચંદ કસનદાસ કાપડિયા–સુરત, ૧૧) મી. ચવરે વકીલ અકોલા, ૧૧) ગેંદાલાલજી અંજડ, ૧૧) શેઠ ભાગચંદજી સોનજી તથા મોહનલાલજી પીપલગાંવ, તલકચંદ કુબેરદાસ બીલોડા, છોટાલાલ પાર્શ્વનાથ ડુંગરી, મોતીચંદ સાં. બીલોડા, દશરથશા ધરણગાંવ, મધુકચંદ નાનચંદ બીલોડા, વેણીચંદ પાનાચંદ વાંકાનેર, કુંજીલાલ ખાન્નુજ, શીવદાસજી બરાનપુર, પુરણલાલ નેરી, લાલાસા વીઠાસા માલેગાંવ, ગેસરભાઇ બડવાહા, શા.) જીવનદાસ દયાલજી ભાવનગર, રામકૃષ્ણ છગતપુરી, અમ્રતલાલ ધામી ભાવનગર, ગુલાબચંદ ટાકલી, રાયચંદ બાઉ મુંબાઇ, અને છગનીરામ વીરગાંવ, એ દરેકે રૂ. ૫) ભર્યા હતા તથા એ ઉપરાંત પાંચ રૂ. થી ઓછી રકમો ભરાઇ હતી. તથા પ્રમુખે ૧૦૧) માણેકચંદ ગ્રંથમાળામાં ભર્યા હતા.

વળી આ પ્રસંગે મુલચંદ કસનદાસ કાપડીઆએ 'અંજનગીરી' નામે નવા જણાયેલા તીર્થનો સુજનગઢના યાત્રીઓનો આવેલો પત્ર વાંચી સંભળાવ્યો હતો.

**ठराव १० मो**–आ कोन्फरंस ठरावे छे के पोतपोताना गाममां भणवालायक केटला विद्यार्थीओ छे अने तेमां केटला प्राथमिक केळवणी ले छे अने केटला नहि तेनी संख्या दर वर्षे काढीने सभाना मंत्री उपर मोकलवी अने केलवणी न लेवाना शा शा कारणो छे ते पण मंत्रीने जणाववुं. तथा बालको प्राथमिक केळवणी ले एवो दरेक महाशये प्रयत्न करवो जोईए. **दरखास्त–आणाप्पा मूळे-वकील. टेको–मोहनलाल हीचंद दोशी अने ब्र. शीतलप्रसादजी.**

આટલા ઠરાવો થયા પછી શ્રીયુત શીવજી દેવશીનો ભજનરૂપે ઉપદેશ થયા પછી સાંજે ૬ વાગતે બીજી બેઠક પુરી થઇ હતી.

## त्रीजा दिवसनी बेठक.

ચૈત્ર સુદ ૧૧નીજ રાત્રે ૯ વાગતા પછી ત્રીજી બેઠક શરૂ થતાં નીચેના ઠરાવો થયા હતા.

**ठराव ११मो**—आ कोन्फरंस ठरावे छे के स्त्रीओमां धार्मिक तथा व्यवहारिक केळवणीनो प्रचार करवा माटे जैन कोमे प्रयत्न करवो जोईए. **दरखास्त**–तलकचंद वेणीचंद फलटण. टेको–केवलचंद खुशालचंद पहाडा, हीराचंद कोठारी, जिनदास विद्यार्थी, ब्र. शीतलप्रसादजी अने अम्रतलाल धामी–भावनगर.

**ठराव १२मो**—जैन कोममां हानिकारक रिवाजो अने व्यर्थव्यय निवारणनुं कार्य बहुज शिथिलताथी चाली रहेलुं छे माटे आ कोन्फरंस ठरावे छे के जैन कोममांथी अनिष्ट रिवाजोनो नाश करवामां आवे. **दरखास्त**–पं. पीताम्बरदासजी उपदेशक. टेको–फूलचंद माणेकचंद आळंद, अने श्री. शीवजीभाई देवशी.

**ठराव १३मो**—'जैनतत्वप्रकाशक' अने 'जैनहितैषी' पत्रोमां जे विधवाविवाहना मंडननुं आंदोलन शरु थयेलुं छे ते

कार्य जैनधर्मथी अत्यंत विरुद्ध छे जेथी आ सभा ए दुष्कृत्यनो निषेध करे छे अने पत्र-संपादको तथा विद्वानोने प्रेरणा करे छे के तेओ एनी विरुद्धमां लेखो प्रकट करे. दरखास्त-पं. पीताम्बरदासजी उपदेशक. टेको-न्यायाचार्य पं. माणेकचंदजी मोरेना, पं. कस्तूरचंदजी उपदेशक वडनगर, पं. धन्नालालजी अने ब्र. शीतलप्रसादजी.

**ठराव १४ मो**—आ ठराव परीक्षालय तथा मेनेजींग कमीटीना. मेम्बरोनी फेरबदली संबंधीनो हतो.

એ પછી શ્રવણબેલગુલવાળા વિજયચંદ્રપ્પાએ પ્રમુખનું નામ પતરાના નાના કટકાપર અત્યંત બારીક અક્ષરે લખી તે ભેટ આપ્યું હતું, જે પછી એ મહાશયને પ્રમુખની સહીથી અભિનંદનપત્ર આપવાનો ઠરાવ થયો હતો, જે પછી પ્રમુખે પોતાનું છેવટનું ભાષણ કરી બધા ઠરાવોપર ટુંક વિવેચન કરી તે અમલમાં લાવવાની સર્વેને સૂચના કરી હતી. બાદ મૂલચંદ કસનદાસ કાપડીઆએ પ્રમુખનો, પ્રેક્ષકોનો, સ્વાગતકમીટીનો, પોલીસનો, વોલંટીઅરો વગેરેનો આભાર માન્યો હતો તથા કોન્ફરંસની આવતી બેઠક જો કોઇ સ્થળેથી આમંત્રણ ન મળે તો સભાને ખરચે સિદ્ધક્ષેત્ર શ્રી કુંથલગીરી ઉપર ભરવાની સૂચના કરી હતી. બાદ પ્રમુખને હારતોરા આપ્યા બાદ રાત્રે ૧૨॥ વાગે કોન્ફરંસ વિસર્જન થઇ હતી.

## महिलापरिषद्नी बेठको.

એજ દિને એટલે ચૈત્ર સુદ ૭ની બપોરે અને રાત્રે મહિલા પરિષદની બેઠકો થઇ હતી. જેમાં નીચેના ઠરાવો વગેરે કાર્યો થયાં હતાં.

**ठराव ३ जो**—जैन कोममां योग्य जैन अध्यापिकाओनी घणीज खोट छे जेथी कन्याशाळाओ खोलवामां घणीज अंतराय आवेछे. आ खोट पुरी पाडवाने आ परिषद् जैन विधवाओने प्रेरणा करे छे के तेओ श्राविकाश्रममां दाखल थई विद्यानो लाभ ले जेथी तेमनुं जीवन सुखमयी अने परोपकारी थाय. दरखास्त. श्रीमती **गरगट्टे** टेको—**भीमाबाई**

**ठराव ४ थो**—आ परिषद ठराव करे छे के जैन कोममांथी बालविवाह, वृद्ध-विवाह, कन्याविक्रय वगेरे कुरिवाजो बंध कराववा माटे स्त्री समाजे पूर्ण प्रयत्न करवो जोइए तथा एवो **नियम** करवो जोइए के कन्याओनी सगाई दश वर्षनी उमर पहेलां नज करवी अने लग्न (विवाह) १८ वर्षनी उमर पहेलां छोकराना अने १३ वर्षनी उमर पहेलां छोकरीनां नज करवां.दरखास्त-श्रीमती **कुंकुबाई** सोलापुर टेको-**कमळाबाई**, श्राविकाश्रम—मुंबाई.

**ठराव ५ मो**—आ परिषद श्रीमती बेसरबाई बडवाहनिवासीनो विद्याना प्रचार माटे उत्साह अने हालमांज स्त्री शिक्षा माटे करेली रु. २५०००)नी सखावत माटे तेमने "**दानशीला**" नी पदवी आपे छे. दरखास्त **सुशीलाबाई** टेको—**जटावबाई** मुंबाई.

**ठराव ६ ठो**—आ परिषद्ना स्थायी

प्रमुखा स्व. पारवतीबाईजी स्वर्गवास थवाथी तेमनी जग्याए श्रीमती कंकुबाई सोलापुर-निवासीने स्थायी प्रमुखा तरीके नीमे छे. दरखास्त–सुशीलाबाई दिल्ही. टेको–सुंदरबाई–धुळीआ.

ઉપલા ઠરાવો થવા ઉપરાંત શ્રાવિકાશ્રમની બે બ્હેનો ભીમા તથા લંકાએ 'વિદ્યા' ઉપર મરાઠી સંવાદ ભજવ્યો હતો તથા શ્રીયુત **શીવજી દેવશીએ** 'પરોપકાર' ઉપર અસરકારક ભાષણ કરવાથી આશરે રૂ. ૩૦૦) **શ્રાવિકાશ્રમ** (મુંબાઇ)ની મદદ તરીકે મલ્યા હતા, જેમાંની મુખ્ય રકમો નીચે મુજબ છે–૧૦૧) સૌ. સખુબાઇ સોલાપુર, ૩૧) સૌ. સુંદરબાઇ ધુળીયા, ૨૫) સૌ. પત્ની શેઠ હીરાચંદ અમીચંદ સોલાપુર, ૧૧) શ્રી. જડાવબાઇ મુંબાઇ, ૨૫) સૌ. પરસનબાઈ મુંબાઇ, ૧૧) સુસારીવાળાનાં સૌ. પત્ની, ૭) ચંપાબાઇ મુંબાઇ, ૨૫) સુશીલાબાઇ દિલ્હી વગેરે. વળી રાત્રે મળેલી ત્રીજી બેઠકમાં ફુલબાઈ, ચતુરબાઇ, કસ્તુરબાઇ અને ચંચળબાઇના બાળ વિવાહ નિષેધ અને સ્ત્રી કેળવણી ઉપર જુદાં જુદાં ભાષણો થયાં હતાં તથા એક પાંચ વર્ષની છોકરીએ સ્તુતિ કરવા પછી મહિલા પરિષદની છઠ્ઠી બેઠક વિસર્જન થઇ હતી.

**ચૈત્ર સુદ** ૮ ને દીને સવારે સર્વેએ ગજપંથાજી પહાડની યાત્રા મોટી સંખ્યામાં કરી હતી તથા સાંજે જલયાત્રાનો વરઘોડો ધામધૂમથી નીકળી ગામને પાદરે ૧૦૮ કળશથી અભિષેક થયો હતો જે સમયે રૂ. ૨૨૫)ની ઉપજ થઇ હતી તેમજ ભંડાર ખાતે આશરે રૂ. ૩૦૦)ની ઉપજ થઇ હતી.

**વિશેષમાં** કોન્ફરંસના પ્રમુખ શેઠ માણેકચંદ મોતીચંદે **વોલંટિઅરોની** સેવાના બદલામાં તેમને મેડલો કરાવી આપવાને રૂ. ૩૦) આપવા જણાવ્યું હતું તથા પહાડ ઉપરથી ઉતરતાં ડાબા હાથપર બે નવા કુંડો અમારા જોવામાં આવ્યા છે જેમાં પણ પાણી ભરાયલુંજ રહે છે. વળી ગયા અંકમાં આ કુંથલગીરી તીર્થનો ઇતિહાસ પ્રકટ કરેલો છે તે મુજબ નીચેના મંદિરની પાછળ પ્રાચીન પથ્થરનું બનેલું ન તો કોઇ મંદિર જોવામાં આવ્યું તેમજ ૩ હાથ ઉંચી ૪ અર્દ્ધ પદ્માસન અને ૩॥ હાથ ઉંચી ૭ કાયોત્સર્ગ પ્રતિમા પણ જણાઇ નથી, પણ માત્ર એક નંદિશ્વરની અને એક કાયોત્સર્ગ એમ બેજ ખંડિત પ્રતિમાઓ મેદાનમાં છુટી પડેલી જોવામાં આવતી હતી તેમજ મંદિરમાં બધી પ્રતિમાઓ તો ૧૯૪૩માં શેઠ રાવજી નાનચંદવાળા તરફની પ્રતિષ્ઠા થયેલી છે જ્યારે આશરે ૩ ઇંચ ઉંચી એક ધાતુની પ્રતિમા **અર્દ્ધપદ્માસને** જોવામાં આવી છે, જેના ઉપરનો લેખ ઘસાઇ ગયેલો છે તેમજ ધર્મશાળાના પાછલા ઓરડામાં આશરે ત્રણ ફુટ ઉંચી પાર્શ્વનાથ તીર્થંકરની શ્યામ પ્રતિમા પ્રતિષ્ઠા કર્યા વગરની (નવી) ગોઠવી મુકેલી છે. પહાડ ઉપર ચઢવાનાં પગથીયાં તો બરાબર ૩૨૫ જ છે.

**વળી આ પ્રસંગે** ખંડેલવાલ દિ. જૈન પંચ મહાસભાની મેનેજીંગ કમીટીની બેઠકો પં. ધન્નાલાલજીના પ્રમુખપદે સુદ ૬ અને ૮ ને દિને થઇ હતી જેમા નાયદુંગરીના ઝઘડાઓનો નીકાલ કરવાને નીમાયલી કમીટીનો કોરમ ૪નો રાખવાનો, એક મેમ્બરતી ફેરબદલી કરવાનો, આવતી વાર્ષિક બેઠક કાર્તક સુદ ૧૫ ઉપર **કચનેરજી** તીર્થમાં કરવાનો તથા બાબૂ માણેકચંદજી બેનાડાને સહાયક મંત્રી તરીકે નીમવાનો એમ મળી ૪ ઠરાવો થયા હતા.

એકંદરે જોતાં ગજપંથાજીમાં મળેલી આ કોન્ફરંસનું કાર્ય ઉત્સાહશાંતિપૂર્વક અને સફળતાથી પાર પડ્યું હતું.

## छट्ठी महिला परिषद (गजपंथाना) प्रमुख सौ. सकुकाईनुं भाषण.

आ भाषण मराठी भाषामां अपायुं हतुं जेनो गुजराती सार नीचे मुजब छे:—

प्रिय व्हेनो अने माताओ ! मने आजे जे मान आपवामां आव्युं छे तेने हुं योग्य नथी केमके मारा करतां आपणी समाजमां विद्वान व्हेनो होवा छतां मने जे कार्य सोंप्युं छे ते मान्य करुं छुं, जेथी आपने विशेष लाभ थाय एवो उपदेश आपवानी मारी शक्ति नथी, तोपण आपणी कोमनी जे अवनत दशा थयेली छे ते बदल आपणे केवा केवा सुधारा करवा जोईए ते संबंधी हुं मारा अल्प विचारो आपनी समक्ष रजु करुं छुं ते उपर विचार करी जोइता सुधाराओ करवा आपणे व्हेनो विचार करीए. व्हेनो,:—

सर्व जीव सुखनी इच्छा करे छे, ते प्रमाणे स्त्रीवर्गने पण तेवी इच्छा थाय ते स्वाभाविक छे. सुख बे प्रकारनुं छे. ऐहिक अने पारलौकिक. ऐहिक सुखमां पुष्कळ संपत्ति, सारी शरीर प्रकृति, सारां बाळको, उत्तम धर्म विगेरेने गणवामां आवे छे. पारलौकिक सुखनो अर्थ एवो करवामां आवे छे के आ स्त्री अवतारनो नाश करी उत्तम अवतार धारण करी ते अवतारद्वारा शनैशनैः वधारी, आत्मिक बळ वधारवुं तथा ते प्रमाणे संसारमांथी मुक्त थई परमात्म स्वरूप धारण करवुं. आ बीजनी बाबा (?) दुरुस्त करवा माटे आपनी ज्ञानशक्ति वधारवानी सौथी जरुर छे. आपणे ज्ञानवान न होवाथी आपणे हाथे केटलाक अनर्थो थवा पामे छे. आपणे आपणां छोकरा छोकरीओने नानी वयमां परणावी दईए छीए. आपणी छोकरीओने आपणे केळवणी आपता नथी, तेथी तेमने धर्मनी कंईपण माहीति मळती नथी. आपणां छोकराओनुं रक्षण केवी रीते करवुं तेनुं ज्ञान नहीं होवाथी नानां छोकराओनुं मरणप्रमाण वधारे आवे छे. आहारशुद्धि पाछळ पण ध्यान आपवुं जोईए. पाणीमां जीवजंतु नहीं आवे तथा तेनुं रक्षण थाय ते माटे पाणी गाळीने पीवुं जोईए. अनाज पण स्वच्छ लेवुं जोईए तथा तेनेदळाववामां सावधता राखवी जोईए. तेमज दुध, घी वगेरेने सारी हालतमां राखवां जोईए तथा सारां होय त्यां सुधीज खावामां तेनो उपयोग करवो जोईए. आहारशुद्धि पाछळ बराबर ध्यान आपवामां आवे तो आपणे घणा रोगोमांथी बची शकीए. आपणने गृहशिक्षण मळतुं नथी. गृहशिक्षण बे प्रकारनुं छे. घरनी अंदरनी टापटीप, आहार पाणीनी व्यवस्था, बाळकोनी मावजत वीगेरे बाबतो पहेला प्रकारमां आवी जाय छे. बीजा प्रकारमां सासु ससरानी आज्ञा पाळवी, विनय पाळवो, नणंद वीगेरे सगांओ साथे हळीमळी रहेवुं तथा पतिसेवामां लीन रहेवुं वीगेरे बाबतोनो समावेश करवामां आव्यो छे. आवी जातनुं गृहशिक्षण आपणने मळतुं नथी तेथी स्त्रीसमाजनी अवनति थई छे. तेवीज रीते स्त्रीओने धार्मिक शिक्षण आपवामां आवेलुं नहीं होवाथी खोटा धर्मोनो अंगीकार करवामां आवे छे तेथी जैनधर्मीओ अन्यधर्मी थवा लाग्या छे. धर्मनुं स्वरूप जाणी

जागतां नहीं होवाथी स्त्रीओ तरफथी शीळनुं पाळन बराबर थतुं नथी. जेओनो पति हैयात होय तेमणे पतिव्रताधर्म पाळवो जोईए एटले के पतिनी सेवामां हमेश हाजर रहेवुं जोईए अने पतिनी सारी प्रवृत्तिमां तेने उत्तेजन आपी मदद करवी जोईए. आपणुं शील सारुं होय तो आपणने कायमनुं सुख मळे छे, शीळ सारुं राखवा माटे हिंसा, लबाडी, चोरी, कुशील, लोभ वीगेरेनो त्याग करवो जोईए. घरनां बधां माणसो साथे पण हळीमळीने रहेवुं जोईए. परधन हरण करवानी इच्छा पण थवी जोईए नहीं. पति सीवाय बीजा पुरुषोने भाई समान गणवा जोईए. आपणी स्त्रीओमां व्रतो करवानो रिवाज छे पण श्रावकोने पहेलां पांच अणुव्रतो करवां जोईए ते आपणे पाळता नथी. अपवास जेवां सख्त व्रत कर्यां पहेलां श्रावकोनां व्रतो पहेलां करवां जोईए. पांच अणुव्रत पाळवानो प्रयत्न करवाथी आपणुं शीळ सुधरशे तथा क्रोध, मान, माया, लोभ, इर्षा, मत्सर विगेरे विकारो कमी थशे तथा आ लोकमां तथा परलोकमां आपणने सुख मळशे. आपणी छोकरीओने धर्मशिक्षण तथा गृहशिक्षण आप्याथी आपणे तेना उपर केटलो बधो उपकार करीशुं.

आपणा परमपूज्य पहेला तीर्थंकर श्री आदिनाथ महाराजे आपणां बाळकोने शिक्षण आपवाने वखते जे उपदेश कर्यो, हतो ते आपणे सर्वेए मान्य करीने शिक्षण वधारवानो प्रयत्न करवो ए सर्वेनुं कर्तव्य छे. एक स्त्रीनो पति मरण पामतां सासरियांनो मोटो आधार तुटी जवा समान बने छे, पण विधवा स्त्रीओनी बराबर संभाळ लेवामां नहीं आव्याथी तेमनी स्थीति घणी शोचनीय थइ पडी छे. विधवाओने धर्मशिक्षण तथा व्यवहारिक शिक्षण आपवा माटे ठेकाणे ठेकाणे विधवाश्रमो स्थापवानी जरूर छे. श्रीमती मगनबाई तथा इंदोरवाळा सौभाग्यवंती कंचनबाईए, श्राविकाश्रम स्थापन करीने समाज उपर घणो मोटो उपकार कर्यो छे. आवां आश्रमोमां विधवाओने राखी तेमने शिक्षण आपवुं ए सर्वेनुं कर्तव्य छे. आवां आश्रमोमां शिक्षण मेळवीने बहार पडेली स्त्रीओ समाजने घणी उपयोगी थई पडे छे एम हुं मानुं छुं अने मारुं अल्प भाषण आप व्हेनोए शांतिथी सांभळ्युं ते माटे आपनो उपकार मानुं छुं.

---

# महावीरजयंती उत्सव.

આ વર્ષે ચૈત્ર સુદ ૧૩ને દિને નીચેના સ્થળોએ મહાવીરજયંતી ઉત્સવ ઉજવાયાના સમાચાર અમોને મલ્યા છે—

સુરત-અત્રે આ ઉત્સવ જૈન હિતવર્ધક મંડળ તરફથી હરીપરા જૈન બંધુ મંડળના આશ્રય હેઠળ હરીપરામાં શીતળનાથજીના દેહેરાની સામેના વિશાળ અપાસરામાં રાત્રે ૮॥ થી ૧૦॥ સુધી અત્રેના નગરશેઠ બાબુભાઇ ગુલાબભાઇના પ્રમુખપદે બારે ઠાઠમાઠ અને ઉત્સાહથી ઉજવાયો હતો, જેમાં ત્રણે ફિરકાના આશરે ૧૦૦૦ સ્ત્રી પુરુષો હાજર હતા જેમાં ઘણા પ્રતિષ્ઠિત જૈનોએ પણ હાજરી આપી હતી. પ્રથમ ગાયનો થયા પછી મૂળચંદ કસનદાસ કાપડિયાએ મહાવીર જયંતીનો ઉદ્દેશ અને આવશ્યક્તા પર વિવેચન કરવા પછી શા. રંગીલદાસ ચુનીલાલ, માસ્તર ગીરધરલાલ ડુંગરશી, શા. રતનચંદ ખીમચંદ કાપડીઆ, મણીભાઇ બહેરભાઇ વ્યાસ, સાકેરચંદ મગનલાલ જરીવાલા, માસ્તર વનમાળીદાસ અંદરજી તથા સુખલાલે મહાવીરપ્રભુના ઉત્તમ ચરિત્ર ઉપરથી લેવાના બોધ સંબંધી જુદા જુદા વિષયો ઉપર વ્યાખ્યાનો કર્યાં હતાં તથા મૂળચંદ કસનદાસ કાપડીયાએ જૈન હિતવર્ધક મંડળનો એક વર્ષનો રિપોર્ટ રજુ કરી આ જયંતી દર વર્ષે ઉજવવા સંબંધી વિવેચન કરતાં સગરામપરાના મહાવીર જૈન સમાજ તરફથી આવતી જયંતી સગરામપરે ઉજવવાનું આમંત્રણ થયું હતું. બાદ પ્રમુખસાહેબનું વિવેચન થવા પછી ઊગરલાલ દીપચંદ તરફથી પતાસાની પ્રભાવના, છગનલાલ ઉત્તમચંદ સરૈયા તરફથી પ્રભુની દશ દશાનાં ચિત્રો, રતનચંદ કાપડિયા તરફથી અમૃતના ઘુંટડાના હેંડબીલો તથા મૂલચંદ કસનદાસ કાપડિયા તરફથી પ્રાતઃસ્મરણ મંગલપાઠ, કળીયુગની કુળદેવી, શું ઇશ્વર જગતકર્તા છે આ પુસ્તકો પ્રભાવના તરીકે વેંચાવા બાદ હાર-તોરા અપાઇ આ ઉત્સવ વિસર્જન થયો હતો.

બોરસદ—શા. સોમચંદ જેચંદ જણાવે છે કે આ ઉત્સવ મંદિરમાં પૂજન, અભિષેક, ભજન ગાનતાન સાથે ઉત્સાહથી ઉજવાયો હતો.

વડોદરા—શા. માણેકલાલ નાનચંદ જણાવે છે કે આ ઉત્સવને દીને મંદિરને વાવટા તોરણો વગેરેથી શણગારી ગાનતાનથી પૂજન અભિષેક થયાં હતાં તથા રાત્રે સભા ભરાઇ મહાવીરસ્વામીનું ચરિત્ર વંચાયું હતું જે વખતે શા. કેશવલાલ ત્રીભોવનદાસ તરફથી 'મહાવીર ચરિત્ર'નાં પુસ્તકો ભેટ વેંચાયાં હતાં. આ વર્ષે ઉત્સાહ સારો હતો.

બોધેગાંવ—બળવંત બાપુરાવ ક્ષીરસાગર જણાવે છે કે આ ઉત્સવને દિને જૈનોએ પોતાના આંગણાંને તથા મંદિરને વાવટાતોરણોથી સુશોભિત કર્યાં હતાં તેમ સવારે મહાવીરપૂજન અભિષેક થઇ બપોરે મોટા ઠાઠથી વરઘોડો કાઢવામાં આવ્યો હતો. રાત્રે મંદિરજીમાં રોશની કરી મહાવીરચરિત્ર વંચાયા પછી ૧ વાગતા સુધી ગાયન ભજનો થયાં હતાં તથા પતાસાંની પ્રભાવના વેંચાઇ હતી.

મહુવા—(કાઠિયાવાડ):— શેઠ નરસીદાસ ઓઝા જણાવે છે કે આ ઉત્સવને દિને તપગચ્છ તથા લોંકાગચ્છના બાઇઓએ મળી એકત્ર રીતે આ જયંતી ઉજવી હતી અને એક સભા ભારે ઉત્સાહથી થઇ તેમાં ગોરજી રૂપચંદજી, ઓધવજી રામજી વગેરેનાં વિવેચનો થયાં હતાં.

પોરબંદર—બખાઇ પ્રભુશંકર જણાવે છે કે આ ઉત્સવ જૈનહિતવર્ધકસભા તરફથી ઉજવાયો

હતો અને દશાશ્રીમાળી હોલમાં મોટી સભા ભરાઇ સવજીસ્વામીએ જાહેર વ્યાખ્યાન આપ્યું હતું, જેમાં ત્રણે ફિરકાના ભાઇઓ હાજર હતા તેમજ સંઘ તરફથી કચોરીની લ્હાણી વેંચવામાં આવી હતી.

**ઓરાણ**—શેઠ લલ્લુભાઇ રાયચંદ જણાવે છે કે આ ઉત્સવ અભિષેકપૂર્વક ધામધુમથી ઉજવાયો હતો. દરેક ઘેર મિષ્ટ ભોજન થયું હતું. પૂજન અભિષેક થઇ રાત્રે સભા ભરાઇ હતી તથા બોલીમાં ૩૦)ની ઉપજ હતી તથા એ દિને પાખી પાળવામાં આવી હતી અને પતાસાંની પ્રભાવના વેંચાઇ હતી.

**અમદાવાદ**—શેઠ પ્રે. મો. બોર્ડિંગમાં આ ઉત્સવ પૂજનઅભિષેકપૂર્વક થઇ રાત્રે ૮થી ૧૨ સુધી શા. ચીમનલાલ જેસંગભાઇના-પ્રમુખપણા નીચે સભા ભરવામાં આવી હતી જેમાં માસ્તર ગંગાશંકર તથા વિદ્યાર્થીઓનાં મહાવીરના ચરિત્રપરથી લેવાના બોધ સંબંધી વિવેચનો થયાં હતાં તથા પ્રમુખે રૂ. ૫) એ દિને વિદ્યાર્થીનો ઉત્સાહ વધારવા ખર્ચ કર્યો હતો તમજ વિદ્યાર્થીઓએ ગાયન ભજન કરવા ઉપરાંત કેટલાક ડાયલોગો ભજવી બતાવી આનંદમાં વધારો કર્યો હતો.

**કુંધારીયા**—નાનચંદ જૈન લાયબ્રેરીના વ્યવસ્થાપક જણાવે છે કે આ ઉત્સવને દિને વ્યાપાર રોજગાર બંધ કરી પાખી પાળવામાં આવી હતી તથા આખો દિવસ સર્વેએ ધર્મ-ધ્યાનમાં વીતાડયો હતો.

**ઝહેર**—ગાંધી લલ્લુભાઇ જણાવે છે આ ઉત્સવ સારા ઉત્સાહથી પળાઈ પૂજન, અભિષેક, મિષ્ટભોજન વગેરે થયું હતું.

**सोलापुर**—दोशी हिराचंद मलुकचंद (काका) जणावे छे के अत्रे गौतम नेमचंद जैन व्यायामशाळामां आ उत्सव भारे उत्साहथी उजवायो हतो जेमां प्रथम बपोरे ३ थी ४ कसरतना खेलो, ४ थी ५ महावीर चरित्र ऊपर विद्यार्थीओनां तथा रावजी नेमचंद वकीलनां व्याख्यानो थयां हतां तथा सांजे ५ थी ७ अल्पाहार थई पानसोपारी अपाई हती.

**नातेपुता**—एस. पी. रणदीवे जणावे छे के आ उत्सव भारे आनंदथी पळायो हतो. महावीर प्रभुना जन्मनो चोकस टाईम कयो छे ते प्रकट थवानी जरूर छे.

**झालरापाटन केम्प**—जैनकुमार-सभाके मंत्री दौलतरामजी लिखते है कि यहां महावीरजयंतीउत्सव बड़ी धूमधामसे मनाया गया। शिखरमहात्म्यकी पूजन होकर महावीरस्वामीका जीवनचरित्र पढ़ा गया। पश्चात् कलशाभिषेक होकर रात्रिको आमसभा भी की गई थी।

**नागपुर**—हीरालालजी सेठी लिखते है कि इधर जुनी शुकरवारीके मंदिरमें महावीरस्वामीके जन्म दिनका उत्सव बड़े थाटवाटसे गाजेवाजेसे किया गया था। महावीरका चरित्र वांचकर जन्मसमय पर जय जय ध्वनि होकर पुष्पवृष्टि करदी गई और सब नरनारी वेदीकी तीन प्रदक्षिणा करके भगवानको मंदिरजीके बगीचेमें गाजेबाजेसे पांडुकशिलापर सब मंडलसहित ले गये और पांडुक शिलापर विराजमान करके कलशाभिषेक होकर गाजेवाजेसे भजन गाते गाते और जय ध्वनि करते करते मंदिरजीमें आकर भगवानको सिंहासनपर विराजन किये और फिर पूजनविधान थाट-वाटसे हुआ और भजन कीर्तन होकर सब भाई अपने २ घरपर पधारे। ऐसा वड़ा उत्सव इधर पहलीवारही हुआ है।

આ પ્રમાણે મુંબાઇ, ભાવનગર, ઇદોર, આગ્રા વગેરે અનેક સ્થળોએ આ ઉત્સવ ઉજવાયાના સમાચાર જાણવામાં આવ્યા છે.

 इस वर्षके ग्राहकोंको ७ पुस्तकें उपहारमें मिलेंगी। 

॥ श्रीवीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रगट थतुं मासिक

# दिगंबर जैन.

# THE DIGAMBR JAIN.

युत सुलेखै र्विविधैश्चिनै, दिगंबरजैन मिद सुपराम् ।
प्रभो ! महावीर ! ! तव प्रभावात्, समुत्तमासुन्नतिमातनोतु ॥

वर्ष ९ मु. || वीर संवत २४४२ ज्येष्ठ. विक्रम स. १९७२ || अंक ८ मो.




**विधवाविवाह निषेध**

ए तो निर्विवाद छे के जैन धर्म विरुद्ध थती हिलचालोने जैन कोम तथा खास करी कोन्फरन्सोए अटकाववा प्रयत्न करवो जोईए ते प्रमाणे मुंबाई प्रांतिक सभाए गतवर्षनी बेठक वखते 'जैन हितैषी' अने 'जैन तत्त्वप्रकाशक'मां विधवाविवाह करवाने लगती हिलचालना लेखो प्रकट थवा माटे तेनो निषेध करवानो ठराव कर्यो छे तेना माटे थोडु कर्युं नथी. अमारे कहवु पडश के दिगंबर जैनोमां श्रीयुत नाथुराम प्रेमीनी अने स्थानकवासीमां श्रीयुत वाडीलाल मोतीलालनी कलम (लेखनशैली) वखणाय छे पण तेओएज जैन धर्म विरुद्ध वर्तावनो आ सवाल पोताना 'जैन हितैषी' अने 'जैन हितेच्छु' पत्रोमां चर्चवा माटेथी आ पत्रो तरफ लोकोनी लागणी उश्केराय ए स्वाभाविक छे अने एना छाटा 'जातिप्रबोधक' अने 'जैनतत्वप्रकाशक' ने पण लाग्या छे श्रीयुत नाथुरामजी लखे छे के 'जैन हितैषी' ना प्रकट थता दरेक लेखमा मारी संमति छे एम समजवुं नहि ते तो जाणे ठीक, पण जैन धर्म विरुद्ध वर्तावनी हिलचालवाळा लेखो 'जैन हितैषी' नाम धारक पत्रमा स्थानक केम आपी शकाय? वळी 'जैन हितैषी' ना छेल्ला अंकमा पण विधवाविवाहनी पुष्टिना बे त्रण लेखो प्रकट थया छे जे खुल्लुं जणावे छे के नाथुरामजी प्रेमी जैन कोममा सोचोथी विधवाविवाह (नातरा!) करवा देवानी तरफेणमा छे एटले के धर्म विरुद्ध वर्तन करवु ए एक जातनी चोरी छे तो तेनी चोरी करवाने छुट आपवी ए केटलु आश्चर्यजनक छे?

  

**अमेसरोनुं कर्तव्य**

दरेक सभा अने कोन्फरन्समां बाळलग्न, कन्या विक्रय, वृद्ध विवाह, वेश्या नृत्य, आतशबाजी, फुलवाडी अने लग्न प्रसंगना लग्न करवो अटकाववा माटे अनेक ठरावो थया करे छे अने जेने अग्रेसरो खास करी पोताना भाग-

पगमां टेको आपे छे तथा आवा रिवाजो जैन कोममांथी नाबूद करवाने शिखामण आपे छे त्यारे अजब जेवुं तो ए छे के एवा घणा भाषण करनारा अग्रेसरो जणाय छे के जेओ पोतेज ए ठरावोने पाळता नथी अने देखादेखी, मानवडाई के स्वार्थ खातर पोते करेला भाषणनो के ठरावनो पोतेज भंग करे छे तो बीजाओ पर ते ठरावनी असर केवी रीते थाय? मोटाओनुं अनुकरणज नानाओ करे छे माटे अग्रेसरोए पोतेज पोताना पगमां पहेलो कुहाडो मारीने समाज हितनुं दरेक कार्य आगळ पडीने करवुं जोईए तोज तेनो अमल आखी कोममां थइ शकशे, बाकी तो थयेला ठरावो कागळना पानांसरज रहेशे.

  

**शेठीजीना कुटुंबपर दया करो.**

समाजहितैषी पं. अर्जुनलालजी शेठीनो छुटकारो हजु थयो नथी जेथी त्यांसुधी आ बंधुनो छुटकारो न थाय त्यांसुधी एमना पत्नी अने बाळबच्चांनुं पालनपोषण करवानो भार जैन कोम उपरज छे. ए बाबत अगाउ पेट थयुं हतुं जेमां हवे शाखी शीलक नथी अने आगळ बंध थइ छे माटे दरेक जैन बंधुनी फरज छे के आरततां पडेला आ कुटुंब उपर कंइने कंइ मदद मोकलवी जोइए. स्वनामनिवासी बाबू अजीतप्रसादजी मारफते आ कुटुंबना निर्वाहनो प्रबंध थाय छे माटे मदद करनारे लखनोर अथवा तो श्रीमती गुलाबबाई C/o शेठ नर्मसुखदास, नजीकनानाबी नां चांदपोळ दरवाजा-मथाई जेपुर (रजपुताना), आ सरनामे मदद मोकलवी.

  

**समेदशिखरजीका मामला.**

समाजमें हजारों कार्य ऐसे पड़े हैं कि जो विना रुपयोंके नष्टप्रायः हो रहे हैं। समाजमें जैन साहित्य प्रचारादि विद्याप्रचार आदि अनेक धर्मोन्नतिके कार्योंमें ऐसा कोई फंड नहीं है कि जिससे उनके कार्य सफलतापूर्वक चल सके, परन्तु आपुसके झघडे इन तीर्थोंमें ऐसे चल रहे हैं कि जिनमें लाखों रु. नष्टप्रायः हो गये हैं। श्री तारंगाजी, श्री अंतरीक्ष पार्श्वनाथ, श्री सम्मेदशिखरजीके समाचार विदित ही होंगे। श्री सम्मेदशिखरजी तीर्थपर पूजनवाला मामला कि जिसमें श्वेताम्बरी लोगोंने दावा किया है कि दिगम्बरी पदादपर दिगम्बरी रीतिको छोडकर श्वे. रीतिसे तीर्थंकर भगवानके चरणपादुकाओंकी पूजा करें और अपने दिगम्बरत्वको छोडकर श्वेताम्बरत्व धारण करें! अभी यही मुकद्दमा ता. २०-३-१६से हजारीबागमें चल रहा है जिसमें अभी मुद्दई श्वेताम्बरियोंकी गवाही भी पूरी नहीं हुई है और दोनों तरफसे ५०-५० हजार रुपयाका स्वाहा हो गया!! अलावा उसके और भी कईएक दीवानी फोजदारी मामला चलते हैं कि जिनका जिकर भी नहीं है। अभी हालमें १ मामला मामूली नाले और टेकरीकी जमीनका था जो ता. ५ मई १९१६को पटना हाईकोर्टमें फेसला हुआ है जिसमें दिगम्बरी जीते हैं। इस मामलेमें भी कई हजार रुपया बरबाद हुए और जमीनकी कीमत १००) रु. भी नहीं होगी। इस तरह समाजके लाखों रुपया व्यर्थ लडाई झगडोंमें बरबाद हो रहे हैं। समाजके शुभचि-

